# જ્યોતિ.

સૂચીપત્રઃ ઑકટોબર ૧૯૦૬.



સમ્પાદકઃ
રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી એમ. આર. એ. એસ.

---

# જ્યોતિ.

## વ્હાલાં.

વ્હાલાંને ઉર વ્હાલ વસે છે,
વ્હાલસરિતના ઘોઘ ધસે છે,
હરનિશ ઝરતાં હૃદય હસે છે:
એ વિરલાં વ્હાલાં !
રસનાએ મસ વ્હાલ વસાવે,
હૈયું તાણી તોડી હસાવે,
અણુવરસ્યાં વાદળશું આવે :
એ વ્હાલાં શાલાં ! ૧

વ્હાલાં ઉર કલ્લોલ કરે છે,
આંખલડીમાં તેજ તરે છે,
ભીતરભાવ અભિન્ન ભરે છે:—
દૂર છતાં પાસે !

વ્હાલાં! વ્હાલ ઝરંતાં આવો!
આંસુડે  આંસુ  ગૂંથાવો!
હૈડારસ પીવો ને પાવો,
વ્હાલાં! ઉલ્લાસે! ૨

અરદેશર ફ. ખબરદાર.

---

## દેશબાલકોનું ગીત.

બંધુઓ કુચકદમ ઉઠાવ : ઉમંગે દમબદમ મીલાવ
મેદાને દમામથી ચલાવ :
વિજય હીન્દજનનીનો ધુમો ગજવો :
મસ્તાની દેશબાલકો! મર્દાની ચર સઉ યજો :
વિદ્યાનું દુધ દીપાવજો :
અમર બાલ! સરલ ધર્મ એ ધરવો :
ઝૂંડાઓ સત્ત ના ઝુકાવ : ડંકાએ બંધુતા બજાવ :
બંદાઓ! દેશભક્ત થાવ :
જનની હીન્દ જનકદેવને સ્મરજો :

લલિતાલય.
ગોંડલ-કાઠીઆવાડ.    લલિતત્વરશ્મિલ.

# ફિરિશ્તા.

મુસલમાની પ્રજા ત્હેના સાહિત્યના શોખ માટે ઘણા ઘણા કાળથી જાણીતી છે. ત્હેમની સાહિત્ય પ્રવૃત્તિમાં કવિતા અને ઇતિહાસ અગત્યનો ભાગ રોકે છે. એ પ્રજાએ હિંદુસ્તાનમાં આવ્યા પછી પણ પોતાની કીર્તિ જાળવી રાખી છે અને કેટલાક તવારીખનવેશોએ પોતાના સમયનો ઇતિહાસ રચી નામ અમર રાખ્યાં છે. એમનેજ પ્રતાપે આજ આપણને મુસલમાની સમયનો હિંદુસ્તાનનો ઇતિહાસ વિસ્તીર્ણ રૂપે ગોચર થાય છે. એ ઇતિહાસકારોમાં ફિરિશ્તા કરીને એક ઘણો ઉંચો દરજ્જો ભોગવે છે. આજે આપણે ત્હેની જીવનકથાનો પ્રસંગ હાથ ધરીશું.

પોતાનાજ સમયનો ચિતાર આપનાર માણસ પોતેજ કેવો હશે તે જાણવાની હરકોઇને જીજ્ઞાસા થાય એ સ્વાભાવિક છે; કેમકે પોતે નજરે જોયેલી અને અનુભવેલી વાત તે લખતો હોય છે. ફિરિશ્તા તે પણ આવી જાતનો ઐતિહાસિક હતો પણ ખેદનો વિષય એ છે કે એના પોતાના જીવનનો ઇતિહાસ મેળવવો, ઘણો મુશ્કેલ થઈ પડ્યો છે, ત્હેણે લખેલા ઇતિહાસમાં કોઈ કોઈ જગોએ પોતા વિષે ઉલ્લેખ જોવામાં આવે છે તે પરથી એના વિષેની હકીકત થોડી ઘણી એકઠી કરી શકાય છે. કર્નલ બ્રીગ્સ, મી. મોર્લે, મહંમદ હેદાયતઉલ્લાએ આવી જાતનો પ્રયત્ન કર્યો છે જેને આધારે આ લેખ તૈયાર કરવામાં આવ્યો છે.

ફિરિશ્તાનું ખરૂં નામ મહંમદ હિન્દ કાસિમશાહ હતું પણ તે ફિરિશ્તા નામથીજ જગજાહેર છે.

કાસ્પીયનની બાજૂપર આવેલા અસ્ત્રાબાદ શહેરમાં ફિરિશ્તાનો જન્મ થયો હતો. ત્હેના પિતાનું નામ ગુલામઅલી હિન્દશાહ હતું. તે વિદ્વાન શુદ્ધિશાલી અને વિચક્ષણ હતો. વખાના માર્યા સહકુટુંબ પરિવારે ત્હેમને સ્વદેશ તજવો પડયો અને ફરતા હિંદુસ્તાનમાં આવી તેઓ દાક્ષિણાત્ય પ્રદેશમાં અહમદનગર ખાતે જઈ પહોંચ્યા. અહંમદનગરમાં આ વખતે મુર્તુજા નિઝામશાહ ગાદીએ હતો. ત્હેણે ફિરિસ્તાના પિતાની એક વિદ્વાન અને બુદ્ધિશાલી તરીકેની ખ્યાતિ સાંભળી હતી તેથી ત્હેને પોતાના શાહજાદા મીરાન હુસેનને સારી કેળવણી આપવા સારૂ રાખી લીધો; અને ફિરિશ્તા તેથી શાહજાદાનો જોડીદાર બન્યો

અહમદનગર આવ્યાને ઘણો વખત નહિ ગયો તેટલામાં તો ગુલામહુસેન શાહનો કાળ થયો. પણ પિતાના આ અકાળ મરણથી પુત્ર ફિરિસ્તાની કેળવણી અને દેખરેખમાં ખાસ કોઈ વિઘ્ન થયું નહિ કેમકે ખુદ મૂર્તજા નિઝામશાહે હેની દેખરેખનો ભાર માથે લીધો. બાદશાહી રિવાજ પ્રમાણે ફિરિસ્તાને કેળવણી મળવા માંડી. શાહજાદા મીરાનહુસેનનો તે જોડીદાર રહેવાથી વિદ્યાકળા ઉપરાંત શસ્ત્ર ચલાવવામાં પણ હેણે સારી કુશળતા મેળવી. આથી કરીને તે મુર્તજાશાહનો ઘણો માનીતો થઇ પડયો. મુર્તજાશાહે એની શસ્ત્રકુશળતાથી ખુશ થઈ હેને પોતાની અંગરક્ષક સેનાનો નાયક બનાવ્યો.

ઈ. સ. ૧૫૮૭ માં શાહજાદા મીરાનહુસેન પિતાને ગાદી પરથી ઉઠાડી મૂકી પોતે ગાદીપર બેઠો.

ફિરિસ્તા પોતાના ગ્રન્થમાં કોઈ જગોએ પોતાના જન્મની તારીખ જણાવતો નથી તે ચોક્કસ કરવું ઘણું મુશ્કેલ છે. પણ મૂર્તજાશાહને ગાદી પરથી ઉઠાડી મૂક્યાની સાલ લઇને તે વિષે અનુમાન કરી શકાય છે.

ઈ સ. ૧૫૮૭ માં મીરાનહુસેને પિતાની ગાદી હાથ કરી તે વિષે લખતાં ફિરિસ્તા કહે છે કે શાહજાદાની ઉમ્મર તે વખતે સોળ વરસની હતી. ફિરિસ્તા વળી એક જગાએ કહે છે કે પોતે અહમદનગર આવ્યો અને શાહજાદાનો જોડીદાર થયો તે વખતે હેની ઉમ્મર બાર વરસની હતી. તેથી બન્નેની ઉમર લગભગ સરખી માનીને હીસાબ કરીએ તો ફિરિસ્તાના જન્મનું વર્ષ ઇ. સ. ૧૫૭૦ આવી રહે.

ફિરિસ્તાના ગ્રંથનો ઇંગ્રેજીમાં તરજૂમો કરનાર બ્રિગ્સ સાહેબનો મત પણ આવોજ છે. પણ મોલે નામનો એક જર્મન પંડિત હેનો જન્મ ઈ. સ. ૧૫૫૦ માં થયેલો જણાવે છે. ઇ. સ. ૧૫૮૭ માં મુર્તજાશાહને ગાદીપરથી ઉઠાડી મૂકવામાં આવ્યા. અને આ પહેલાં જે ફિરિસ્તાને અંગરક્ષક સેનાનો નાયક બનાવવામાં આવ્યો હતો; એટલે હેની ઉમ્મર તે વખતે કાચી નજ હોવી જોઇએ. જન્મની તારીખ જો ઈ. સ. ૧૫૭૦ લઇએ તો હેની ઉમર તે વખતે ૧૫—૧૬ ની હોઈ શકે અને એ ઉમ્મરે અગત્યના જેવી જોખમદારીની જગો આપવામાં આવે એ સંભવિત લાગતું નથી તેથી જર્મન પંડિતનું અનુમાન વધારે વજનદાર લાગે છે.

ગયા છે ત્હેમની કબરો ઉપર યાદગીરીની નોંધો જોવામાં આવે છે તેમ ફિરિસ્તાની કોઇ કબર કે નોંધ જોવામાં નથી આવતી. નવરસથી બીજાપુર પાછા ફર્યા પછી જો ત્હેમનું મરણ નીપજ્યું હત તો અવશ્ય તેનું કોઈ સ્મારક ચિહ્ન આપણને મળી શક્યું હત. એ બધા ઉપરથી સાર એવું અનુમાન નીકળે છે કે, ફિરિસ્તાનું મરણ નવરસમાંજ થયેલું હોવું જોઇએ.

કર્નલ બ્રિગ્સ ફિરિસ્તાના ચરિત લેખમાં આજ મતલબનું જણાવે છે કેઃ—

"It seems extremely likely that the death of our author ocurred during the residence of the court at Nowrus, as, subsequently to the abandonement of that city, its buildings fell so rapidly to decay that with the exception of the part of the uncompleted wall and some ruins of places little remains that is worthy of Notice."

કર્નલ બ્રીગ્સના મત પ્રમાણે ફિરિસ્તાના મરણની સન ૧૬૧૨ ઠરે છે. પણ જર્મન પંડિત મોલે જણાવે છે કે ફિરિસ્તાનું મરણ ૧૬૨૩ પહેલાં થયું ન હોવું જોઇએ. ત્યારે બ્રીગ્સ સાહેબની ગણતરી પ્રમાણે ફિરિસ્તાનું મરણ ૪૨ વરસની ઉમ્મરે (૧૫૭૦–૧૬૧૨) થયું જ્યારે મોલેને હીસાબે ૭૩ વરસની ઉમ્મર સુધી (ઈ. સ. ૧૫૫૦–૧૬૨૩) તે હયાત હતા. આ બાબતનો નિર્ણય કોઇ કાબેલ તવારીખનવેશને માથે રાખી આપણે આગળ ચાલીશું.

ફિરિસ્તાનું જીવનવૃત્તાન્ત વિસ્તીર્ણ રૂપે મળી શકતું નથી છતાં આ ટુંકા એહવાલપરથી પણ એનું ચરિત પામી શકાય છે. બચપણથીજ એક વિચિક્ષણ અને બુદ્ધિશાલી તરીકે તે જાણીતો હતો. એના પિતાની વિદ્વત્તાની સંપૂર્ણ છાપ ગ્રહણ કરવાનો ઈશ્વરે અવસર રહેવા ન દીધો છતાં ત્હેની જ્ઞાનપિપાસા ઘણી તીવ્ર હતી. બાદશાહની દુર્લભ સહાય અને દિલસોજી મેળવી તે સાથે પોતાની વિચિક્ષણતા અને તીવ્રતા મેળવી દરેક રીતે ત્હેણે ઉન્નત થવાને પ્રયત્ન કર્યો હતો અને વ્યાજબી સફળતા મેળવી હતી. ને સદાચરણી સત્યવાદી ચોખ્ખાદિલનો વિશ્વાસુ અને બહાદુર હતો. શ્રદ્ધા એ ત્હેના ચરિત્રનો ખાસ ગુણ હતો. ત્હેના આવા ગુણોથીજ ખેંચાઇને અહમદનગરના શાહે ત્હેને પોતાની અંગરક્ષક સેનાનો અધિનાયક નીમ્યો હતો. એજ ગુણોની પીછાનમાં બીજાપુરના રાજાએ ત્હેને બારે વિશ્વાસ અને જોખમદારીનું કામ બીન પોકે સોંપ્યું હતું. અને તેજ ગુણોને પ્રતાપે

સુલતાના બેગમના મેના સાથે બુરહાનપુર જવાને તથા લાહોર ખાતે દિલ્હીના બાદશાહને અભિનંદન આપવાને બીજાપુર રાજ્યમાંથી કોઈ વધારે વિશ્વાસુ અને લાયક માણસ નહિ જડેલો. ઇબ્રાહીમ આદિલશાહને આ બધા ગુણોની પૂરેપૂરી બૂજ હતી. અને તેથીજ ઘણા લાંબા વખતની હિન્દુસ્તાનનો ઇતિહાસ રચવાની ઇચ્છા જ્યારે તેણે ઇબ્રાહીમશાહને જાણ કરી ત્યારે શાહે પણ તેને ઘણાજ ઉત્સાહથી મદદ કરી અને ફિરિસ્તા પોતાનું કામ ઘણી ઉત્તમ રીતે પૂરૂં કરી પોતાનું નામ અમર મૂકી ગયો. ઉપર જોઈ ગયા છીએ કે ફિરિસ્તાનો ઇતિહાસ નવરસમાં સંપૂર્ણ થયેલો હોવાથી તે "નવરસનામા" તરીકે પણ જાણીતો થયો છે. પોતાના માલીક શાહ ઇબ્રાહીમ આદીલે જે મોટી મદદ કરી હતી તેની યાદમાં ફિરિસ્તાએ પોતાના ગ્રન્થને " ગુલશન-ઇ-એબ્રાહિમ " એ નામ આપ્યું હતું; ઘણું ખરૂં તેનો ગ્રંથ "તવારીખ-ઇ-ફિરિસ્તા" એ નામથી ઘણો જાણીતો થયો છે.

ઉપોદ્ઘાત અને ઉપસંહાર ઉપરાંત બાર ભાગમાં ફિરિસ્તાનો ઇતિહાસ સંપૂર્ણ થાય છે પ્રસ્તાવનામાં તેણે હિન્દુ લોકો અને તેમના રાજ્ય વિષે તથા ત્યાં મુસલમાનોના આવવા વિષેની હકીકત વર્ણવી છે; અને ઉપસંહારમાં હિંદુસ્તાનના હવા પાણી તથા ભૂગોળનો વૃત્તાન્ત ટુંકામાં કહ્યો છે. બાકીના બાર ભાગમાં વિષયોનો નીચે મુજબ સમાવેશ કરેલો છે—

૧ લા ભાગમાં ગજની અને લાહોરના રાજાઓ, ૨ જા ભાગમાં દિલ્હીના બાદશાહો; ૩ જા ભાગમાં દાક્ષિણાત્ય પ્રદેશોના નૃપતિઓ; ૪ થા ભાગમાં ગૂજરાતના રાજાઓ, ૫ માં ભાગમાં માળવાના રાજાઓ, ૬ ઠા માં ખાનદેશના રાજાઓ; ૭ માં બંગાળા અને બિહારના રાજાઓ; ૮ માં મૂલતાનના રાજાઓ; ૯ માં સિંધના રાજાઓ; ૧૦ માં કાસ્મીરના રાજાઓ; ૧૧ મો મલબારનું વર્ણન અને ૧૨ મા માં હિંદુસ્તાનના સાધુ સન્તો વિષે વર્ણન છે.

આવી રીતના સ્વતંત્ર પ્રકરણના ભાગોથી "તવારીખ-ઇ-ફિરિસ્તા" એ આખો ગ્રન્થ ઘણો રસભરિત ગ્રંથ થઈ પડયો છે. ગ્રંથની રચના અને છટા એવી તરેહના છે કે લૂખાં લડાઈનાં વર્ણનો વાંચતાં વાંચતાં પણ આખો ગ્રંથ વાંચી નાંખવાની જીજ્ઞાસા થયા વિના રહેતી નથી. અંદર વર્ણવેલા કેટલાક મુદ્દાઓમાં લેખક પોતે પણ ઘૂમતો નજર પડે છે ત્યારે ખૂબી

ઓર જામે છે. પોતે એક ઉમદા લડાયક હતો તેથી તે પોતે યુદ્ધના જે લાંબાં વર્ણનો કરે છે તે એવાં તાદશ એ જીવતાં જાગતાં લાગે છે કે તે આપણી આગળ ખડાં થઈ જાય છે.

ઘણા મુસલમાની તવારીખનવેશોના ગ્રંથમાં પુનરૂક્તિનો દોષ વારે વારે થતો જોવામાં આવે જ્યારે આ 'તવારીખ-ઈ-ફિરિસ્તામાં' હ્હેનો લેશ પણ નથી. આમાં ગ્રંથકાર પોતાના વિરૂદ્ધ પક્ષના અને અથવા જાતિના વર્ણનો પક્ષપાતથી કરતો નથી તેમ પોતાના આશ્રયદાતાની ખોટી ખુશામતના એહવાલ લંબાવતો નથી; તેથી ફેરિસ્તાના વચનોપર શ્રદ્ધા રાખી શકાય છે અને ખરા ઇતિહાસ તરીકે એના ગ્રંથની કિંમત ઘણી વધી જાય છે. મુસલમાની અમલ વખતનો હિંદુસ્તાનનો સવિસ્તર અને સંપૂર્ણ ઇતિહાસ આ ફેરિસ્તાની તવારીખમાંથીજ મળી શકે છે. અને તે વિશ્વાસ યોગ્ય હોવાથી યુરોપીય પંડિતો હ્હેને ઘણો માન્ય રાખે છે. ઇંગ્રેજી જર્મન અને ફ્રેન્ચ ભાષાઓમાં એના તરજૂમા પ્રસિદ્ધ થઇ ચૂક્યા છે. ઈ. સ. ૧૭૬૮માં મી. ડાઉએ અકબર સુધીના ભાગનો તરજુમો ઇંગ્રેજીમાં પ્હેલવહેલો પ્રકટ કર્યો ત્યાર પછી "એશિયાટીક મિસેલેની"માં મી. એન્ડરસને મલબારના વર્ણનવાળો (૧૧ મો) ભાગ છપાવ્યો તે ઈ. સ. ૧૭૮૯ માં ઇ. સ. ૧૭૯૪ માં મી. જોનાથન સ્કોટે હ્હેનો દાક્ષિણાત્ય પ્રદેશના નૃપતિઓવાળો ભાગ પ્રકટ કર્યો. અને તે પછી કર્નલ બ્રીગ્સે "તવારીખ-ઈ-ફિરિસ્તા"નો ઇંગ્રેજી તરજૂમો ઘણી મહેનત લઇને સંપૂર્ણ કીધો. મી. બ્રીગ્સનો તરજૂમો ઈ. ૧૮૨૯ માં બહાર પડ્યો હતો. મી. બ્રીગ્સે ફિરિસ્તાનો બારમો ભાગ જેમાં હિંદુસ્તાનના સાધુ સન્તોનું વિવરણ છે તે ઇતિહાસમાં અપ્રાસંગિક ગણી મૂકી દીધો છે; પણ મી. ઇલિયટ કહે છે કે ઇતિહાસની નજરેથી પણ ફિરિસ્તાનું સાધુવર્ણન ઘણું ઉપયોગી અને કિંમતી છે.

પરદેશી વિદ્વાનોમાં આમ જ્યારે આ ગ્રંથની આટલી બધી કિંમત થઈ છે ત્યારે આપણે ત્યાં એનું નામ સરખું પણ ઘણા થોડાને જાણીતું છે એ કેટલી બધી શરમની વાત છે. યુનિવર્સિટીના ફારસી ગ્રેજ્યુએટો આવું કાંઈ કામ ઉપાડી લે તો માતૃભાષા પ્રતિનું ઋણ થોડું ઘણું ફેડયું કહેવાય. આશા છે કે કોઈ સહૃદય આ સૂચન મન પર લઈ કર્તવ્ય-પરાયણ થશે.

ધ્રુવ નરસિંહરાવ હરિલાલ.

---

# યૌવના.



કોઈ કહેશો
તે શા વિચાર કરતી હતી ?

મધ્યાહ્ન હતો,
સૃષ્ટિને શિરે સૂર્ય વિરાજતો.
આસપાસનું ઊંડું આકાશ
નીલઘેરું ને નિર્મળ હતું.
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વનાટકના પડદા જેવાં, અદ્ધર સરતાં,
પડતાં ને ધીમેશથી ઉપડતાં.
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો.

સન્મુખ સાગર લહરતો:
જાણે આકાશ જ ઉતારી પાથર્યું હોય !
જલ પર કિરણ રમતાં,
રૂપાની રેખાઓ દોરતાં,
નયનમીટમાં હાસ્ય હસતાં
ને ઉડી ઉડી જતાં રહેતાં.
સાગરનો વિશાલ પલ્લવ
મધ્યાહ્નમાં પલપલતો હતો.

ઋતુ વર્ષા હતી,
ને વર્ષાની તે શરદ્‌મંજરી હતી.
કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ્ય ઠારતી.
વિધિનું ચિતરેલ ચિત્ર હોય

સૃષ્ટિ ત્હેવી કદિ સ્થિર દેખાતી.
કાલ્યે મેઘ વરસી ગયો હતોઃ
આજ પદાર્થો ઉપર જલનો રંગ ચમકતો.
ભીની તેજસ્વિની લીલાશ
દિશદિશમાં પ્રસન્નતા પ્રકાશતી.
આછાં તેજ અને અન્ધકાર
પાંદડાંમાં સન્તાકુકડી રમતાં.

આઘા સાગર ઉપરથી
શીતલ અનિલ આવતા.
સર્જનને સૂર્ય ઉષ્મા દેતો,
અગ્નિને અનિલ આવરી લેતો.
સકલ સર્જનઅવકાશ ભરી
ઉષ્મા ને શીતલતાની ઉર્મિઓ ઉછળતી.

ગરૂડના માળા જેવી
અન્તરિક્ષ એક આરસની અટારી લટકતી.
મંડિ આરસના પાટ માંડેલા હતા.
ભ્રકુટિ કોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝૂકેલી હતી.
તુલસીના છોડ સરિખડાં આસપાસ
સખિયો શાં પ્રતિબિમ્બ રમતાં.
ઉપર દ્રાક્ષનો ઝુમખો ઝઝુમતો,
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરના ઓધ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવાં ચરણ
આરસમાં ગુલાબ પાડતા,
જમણા કરમાં મોગરાની માલા હતી.

સુકુમારપ્રભાતતેજરંગી સાળુમાંથી
ગૌર કમલવેલ્ય શો દેહ
અને કમલિની સમો કરદંડ
હાથેળીનું-પુષ્પ ઝીલી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં.
પાંદડી જેવાં પોપચાં ફરકતાં.
હઈયું ભરેલું ને વિશાલ હતું.
વિધિદીધેલ મણિ સમો
ભાલદેશે ચન્દ્રક રાજતો.
અંગઅંગ ફુલ ફોરતાં.
કોકિલ હાજે એમે
તેમ રમણી નિજ કુંજે શોભતી.
અલૌકિકરંગી ઇન્દ્રચાપ જેવી
જગત ઉપર તે નમેલી હતી.
તે યૌવના શા વિચાર કરતી?

ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.

યૌવના શું વિચારતી?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ નિરીક્ષતી?
જલના રંગ આલોચતી?
સાગરના તલ નિહાળતી?
અસીમ જલરેખાઓ વીંધી વીંધી

સ્હામી પાર્યનો સંગમ શોધતી ?
ગુલાબની અંજલિ જેવું મુખ,
મંહિ આકાશના અણુ જેવાં નયન,
આછી ઉષાના ઓજનું અંગઃ
યૌવના શા ઇન્દ્રજાળ જોતી?

એક વાદળી આવીઃ
મહા નૌકાના મહિમાવતી
દૂરથી એક વાદળી આવી,
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી સંકેલતી
તેજછાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અડકી ગઇ.
કોઇ-કોઇ કૂંકેશો
તે યૌવના શું વિચારતી હતી ?

ન્હાનાલાલ દ. કવિ.

# સેવિકા.

૨.

દીનાનાથે એક વીશીમાં રહીને મેડિકલ કૉલેજમાં ઘણું મન લગાડીને અભ્યાસ કરવાનો આરંભ કર્યો. દર મહિને એક બે દહાડા ખેડામાં આવીને પોતાના વહાલાઓની જોડે રહી જતો હતો. પરંતુ થર્ડઇયરે જ્યારે વાર્ડમાં રહેવાનું થતું હતું ત્યારે આવવું બંધ થયું. દીનાનાથને સર્વદા ઘર તરફથી કાગળો મળતા હતા અને પોતે પણ વખતો વખત કાગળો લખતો હતો તેથી મન ઘણીક રીતે સારૂં રહેતું હતું.

પેલી તરફ માણેકનો ઘરના કામકાજમાં નણંદ દેવરની સેવા ચાકરી કરવામાં કોઈ રીતે દિવસ જતો હતો. પરંતુ દીનાથાથ જે દીવસે પોતાની ભૂલ સુધારીને માણેકની જોડે મળવાના યત્નમાં રોકાયા હતા, તે દિવસથી દીનાનાથના ઉપર માણેકના સુતેલા પ્રેમે એકદમ જાગીને અંતરમાં ભારે જ્વાલા ઉત્પન્ન કરી હતી. તેમાં પહેલાંનું કૌતુક કરવાનું છોકરવાદીપણું નથી. હવે તે છોકરવાદીના કામો કરતી નહોતી. એક દહાડાના બનાવથી જાણે દસ વર્ષ વધી ગયા હોયને એવો તેના જીવનમાં ફેરફાર થયો. મન જે દહાડે ઘણું ખરાબ રહેતું હતું, તે દહાડે માણેક લવંગ બોરશળીના ફૂલો વગેરે પોતાની બહેનપણીઓને ઘેર જઇને આપી આવી પોતાને ભૂલવવાનો યત્ન કરતી હતી.

પાંચ વર્ષ ઘણી મહેનત કરીને દીનાનાથ એલ. એમ. એન્ડ એસની પરીક્ષામાં પહેલે નંબરે પાસ થયો. જે દહાડે એનું રીઝલ્ટ બહાર પડ્યું તે દહાડે જ દીનાનાથે કાગળ લખીને ફુઇને ખબર આપી અને કાલે સવારની ગાડીમાં આવુંછું એવું જણાવ્યું. ઘરમાં આનંદની ગરબડ થઇ. પછી ફુઇએ પોતાના ભાઇના છોકરાને માટે સારી શાકભાજી તથા મીઠાઇની વ્યવસ્થા કરી.

એક ફાટેલી પોકીટ હાથમાં લઇને, મેલા વસ્ત્રવાળો દીનાનાથ જ્યારે ઘેર આવી પહોંચ્યો, ત્યારે તેને જોવા માટે આખા ગામના લોકોએ ભીડ મચાવી. ડાક્ટર તનસુખરામે સર્વથી પહેલા આવીને તેને કોન્ગ્રેચ્યુલેટ કર્યો. સ્કુલના છોકરાઓએ તે દહાડેજ મિટીંગ કરીને તેને આવકાર આપવાની તૈયારી કરી.

બધા ગયા પછી ફુઇએ પેટીમાંથી દીનાનાથને માટે નાના ભાઇના ધોયલા કપડાં બહાર કાઢયા. દીનાનાથ નાહ્યો, ઝડપથી તેના ખાવાની તૈયારી કરીને જમવા બોલાવ્યો. દીનાનાથ ખાવા બેઠો એટલે ફુઇ બોલી, "દીનુ તું ઘણો સૂકાઇ ગયો છે. હમણાં કયાં પણ જઇશ ના. અહિંયાં કેટલાક દિવસ રહીને શરીર સુધારી લે. ત્યાર પછી કામની શરૂવાત કરજે."

દીનાનાથ બોલ્યો, "ફુઇ તેમ થશે નહિ. મને એક બે દિવસ મુંબાઇ જવું પડશે. કોલેજમાં ચાકરી કરૂં કે દવાખાનું કાઢું તેનો મારા સાહેબની જોડે વિચાર કરીને એકનો નિશ્ચય કરવો પડશે."—આવું કહીને માણેકના ચહેરા સામું એકવાર જોયું. માણેકે પણ તેના ચહેરા સામું જોયું.

ખાધા પછી દીનાનાથ પોતાના સુવાના ઓરડામાં આવીને માણેકની વાટ જોતો બેઠો. આવવાની વાટ જોઇને તે તરફડિયા મારવા લાગ્યો. ઘડિયાળનો કાંટો જેમ જેમ ખસતો જવા લાગ્યો, નીચે વાસણો માંજતાં માણેકની ચુડીઓ હુડાં શબ્દ જેટલા કાનમાં આવવા લાગ્યા તેટલી તેની ઇચ્છા થવા લાગી કે ઘડિયાળને પગથી ઠચરીને ભાંગી નાંખું, વાસણને કુવામાં ફેંકી દઉં. એટલામાં માણેક આસ્તે પગ ઉપાડતી આવીને ઓરડામાં પ્રવેશ કરીને હસતી હસતી બોલીઃ "શું કાલેજ જશો?"

દીનાનાથે કહ્યું, "હા."

માણેક અભિમાનથી બોલી, "હું કદી જવા દઇશ નહિ."

દીનાનાથ મનમાંને મનમાં બોલ્યો, "ઠીક છે, તે વાત પછીથી થશે, હવે તુ જરા બેસ જોઇએ."

માણેક બેસીને, દીનાનાથનો હાથ તપાસીને બોલીઃ "ખરેખર તમે ઘણા સુકાઇ ગયા છો."

દીનાનાથ બોલ્યો, "હું જીવતો રહ્યો છું તેજ ઘણું છે. સાંભળ જ્યારે ડાક્ટરી અભ્યાસ કરવાનો નિશ્ચય કર્યો ત્યારે મેં પ્રતિજ્ઞા લીધી હતી કે ચાહતો જીવું કે મરૂં ગમે તે રીતે તારૂં કષ્ટ દૂર કરવું જોઇએ. આખી રાત જાગતાં રહીને અભ્યાસ કરતો હતો. નીચેની દુકાનપર હથોડી મારવાનો અવાજ

બંધ થઈ જતો, દુકાનદાર દીવો ઓલાવીને, દુકાન બંધ કરીને જતા હતા, આઇસક્રિમ તથા કુલફીવાળા, ગંડેરીવાળા હાંક મારી મારીને પોતાનો માલ વેચીને ઘર જઇને સૂતા હતા, તે વેળાએ પણ મારો અભ્યાસ ચાલતો હતો. આખરે મળસ્કામાં નરકની ગાડીનો અવાજ સાંભળીને ચોપડી બંધ કરીને સૂઈ જતો હતો. આવી રીતે પરીક્ષાના ચાર મહિનાની પહેલા સખેત અભ્યાસ કરવાથી. બારે મંદવાડમાં પડયો હતો. તે વેળાએ ઘણું દુઃખ મેં મેળવ્યું હતું. રાતે ચાકરને બોલાવ્યાથી તે મળતો નહોતો. વીસીનો માલેક નસકોરા બોલાવીને ઉંઘતો હતો-તરસથી જીવ જવાની અણી ઉપર આવ્યા છતાં પણ પાણી મળવાની પંચાતી પડતી હતી. ઉઘાડા દરવાજામાંથી હુહુ કરતી વાદળાની હવા ઓરડામાં આવતી હતી-ઉઠીને દરવાજો બંધ કરવાની શક્તિ પણ નહોતી. તે મંદવાડમાં તો જેમ તેમ બચ્યો. કદાચ તમે બધા ચિંતાતુર થાઓ તે વાસ્તે મેં તમને મારા મંદવાડના સમાચાર જણાવ્યા નહિ. મંદવાડની વખતે તારૂં જ સ્મરણ થતું હતું. તારી પેલી સેવા ચાકરી યાદ આવતી હતી. ખરેખર માણેક, હું તે જીવનપદ ભૂલી શકવાનો નથી."

માણેક બોલી, "એ વાત કહીને આ વારે મને શરમાવો છો, મેં કંઈ પણ કર્યું નથી. ત્યારે તો તમને મોટી ઘાત ગઈ છે. ગમે તેમ હો આખરે ભગવાને તમને તેનો બદલો આપ્યો."

દીનાનાથે માણેકના હાથની ચુડી ફેરવતો ફેરવતાં કહ્યું, "માણેક, હું વિચાર કરૂં છું કે આપણા નગર શેઠ મણીભાઈની પાસે ઘર જમીન બધું ગરેણે મૂકીને ચાર પાંચ હજાર રૂપીઆ વ્યાજથી લઇને મુંબઈમાં જઇને દવાખાનું કાઢું. મણિભાઈની સ્ત્રીની જોડે તારે ઘણું હેત છે. તારી બહેનપણી મોતીને એકવાર કહી તો જો."

માણેક બોલી, "ઠીક સઝાડયું. હું આજે જ તેને દબાવી જોઈશ."

આ વખતે ફુઇનો અવાજ સંભળ્યો, "માણેક નીચે આવ."

બીજે દહાડે દીનાનાથે નગરશેઠ મણિભાઈને ત્યાં જઇને વાતના પ્રસં-

ગમાં પોતાનો વિચાર જણાવ્યો. માણેકે પોતાની બહેનપણીને પહેલા કહી રાખ્યું હતું. નગરશેઠે તેમ કરવાને હા કહી. લખતપત્ર કરીને દીનાનાથને પાંચ હજાર રૂપીઆ કર્જે આપ્યા.

બધાની મરજી પ્રમાણે દીનાનાથ એક મહિનો પોતાના ગામમાં રહ્યો. આ એક મહિનો સ્ત્રી પુરૂષના પ્રેમના નિષ્ફળ આનંદના મિલનમાં હુહુ કરતો જતો રહ્યો. ત્યાર પછી દીનાનાથ રૂપિયા લઇને મુંબઇમાં દવાખાનું કાઢવા ગયો.

૩.

દીનાનાથે મુંબઈમાં આવીને કાલકાદેવીને રસ્તે એક ઉપર નીચેનું ઘર ભાડે લીધું. અને તેને સારી રીતે શણગાર્યું. બહાર સોનેરી સાઇનબોર્ડ ટંગાવ્યું. નીચે માંદા માણસોને જોવાના ઓરડામાં એક મોટું માણસનું હાડપીંજર મૂક્યું. ઘણીજ ઉત્તમ બાંધેલી નવી ચોપડીઓ વેચાતી લઇને કબાટમાં ગોઠવી. કબાટમાં ડાક્ટરી હથિયારો ચમકવા લાગ્યા. ટેબલ ઉપર માણસને બોલાવવાને ટોકરી મૂકી, જ્યાં જેની જરૂર હતી ત્યાં બધું રહેલું હતું. દીનાનાથે થોડી કિંમતનો એક ગાડીઘોડો ખરીદ્યો.

દીનાનાથનો નમ્ર સ્વભાવ છે. સદાય સારો વ્યવહાર છે. તેના ઉપર તેનો ચહેરો ઘણોજ સુંદર છે તેથી ઘણા લોકો તેની દવા લેવા માટે આવતા હતા. જોતાં જોતાંમાં તેની પ્રેક્ટીસ જામી ગઇ.

એક દહાડો વર્ષાદના દિવસમાં વરસાદ પડતો હતો. દીનાનાથ રોગીની વાટ જોતો નીચેના ઓરડામાં ટેબલ ઉપર પડી પગ પસારીને મેડિકલ જર્નલ વાંચતો હતો. એટલામાં એક બૈયાએ આવીને તેના હાથમાં ચીઠ્ઠી મૂકી. દીનાનાથે ચીઠી ઉઘાડીને વાંચ્યું "મારો દીકરો માંદો પડ્યો છે, મહેરબાની કરીને આ ચીઠી મળતાંજ આવવાની કૃપા કરશો." નીચે નામ નહોતું. અક્ષરો બાઈ માણસના જેવા જણાતા હતા. ગાડી તૈયાર હતી. દીનાનાથ ઝડપથી કપડાં પહેરીને ગાડીમાં બેઠો અને બૈયો ઉપર ઘોડાવાળાની જોડે બેઠો.

જુની હનુમાનગલીની અંદર એક લીલા રંગના ઘરની સામે ગાડી જઇને ઉભી રહી. ભૈયો દીનાનાથને રસ્તો દેખાડતો ત્રીજે માળે ઓરડામાં લઈ ગયો. દીનાનાથે ઓરડામાં જઇને જોયું કે એક જુવાન સ્ત્રી ખાટલા ઉપર બેઠેલી છે, પાસે તેર કે ચઉદ વર્ષનો એક છોકરો બેશુદ્ધ અવસ્થામાં પડેલો છે. દીનાનાથને જોતાં જ સ્ત્રી ઉઠીને ખાટલાની પાસે એક ખુરશી ખેંચીને લાવી. દીનાનાથ બેઠા પછી તેણે કહ્યું, "મારા આ દીકરાને કાલથી આમ થયું છે, કોઈ રીતે તેને શુદ્ધી આવતી નથી."

દીનાનાથે છોકરાની નાડી અને બીજાં લક્ષણો સારી રીતે તપાસીને કહ્યું, "શું આની પહેલાં કોઈ વખતે આમ છોકરાને થયું હતું?"

સ્ત્રીએ કહ્યું, "એને ઘણું કરીને આમ થાય છે, પરંતુ કદી પણ આટલો વખત સુધી રહેતું નથી. કલાક, અડધા કલાકમાં તે સારો થઇને ઉઠે છે."

"સર્વથી પહેલા જ્યારે આમ થયું ત્યારે શા કારણથી થયું હતું તે શું તમે મને કહી શકશો? સર્વ હકીકત જાણવી તો જોઇશે."

તે વેળા એ સ્ત્રી પોતાની મોટી મોટી આંખો બંધ કરીને નખનો આગલો ભાગ ખણતી ખણતી ધીરે ધીરે કહેવા લાગી "મારો સ્વામી ડીસામાં કમીસરીએટમાં કામ કરતો હતો. કામકાજ કરીને તેણે ઘણા પૈસા મેળવ્યા હતા અને જમીન પણ ખરીદી હતી તે બધી ડીસાની તરફ છે. મારે લગ્ન થયા ત્યારથી હું બરાબર તેની સાથેજ રહેતી હતી. આ સંસારમાં મારા બાપ, ભાઈ, બહેન, માસી, ફુઈ કોઈ નહોતું. ફક્ત એક ફુવો હતો. મારા લગ્નના રૂપિયા આપવાપહેરામણી લઇને તેની જોડે મારા સ્વામીનો ઘણો ટંટો થયો, એટલું જ નહિ પણ એકમેકનું મોં પણ જોઉં નહિ એવો અણબનાવ થયો. મારી ફુઈની છોકરી તે મારી ફુઈ બહેન મારી નાનપણની એકમાત્ર સોબતણ હતી. તે ક્યાં છે તે આજ સુધી તેની મને કંઈ ખબર મળી નથી. એક દહાડો મારો સ્વામી ઑફીસમાંથી આવીને કપડાં કાઢીને હોકો પીતો હતો, એટલામાં તેમની છાતીમાં એવું દર્દ ઉપડી આવ્યું કે તે બેશુદ્ધ થઈ ગયા. તેના મરવાના પછી તરત મારો આ છોકરો "જાઉંછું જાઉંછું" કરીને બુમો પાડતાં બેશુદ્ધ થઈ ગયો. તે જે વિપત્તિ ગઈ છે—

કોઈ રીતે સંભારીને તેનું વર્ણન શું કરૂં ? મનમાં બળ લાવીને કોઇ રીતે સ્વામીની ઉત્તરક્રિયા કરીને ઘેર આવીને છોકરાની સેવા ચાકરી કરવા લાગી. જ્યારે સારી રીતે શુદ્ધિમાં આવ્યો, ત્યારે છોકરાને પૂછ્યાથી તેણે કહ્યું, "હું ખુરશીપર બેઠો હતો, મેં જોયું કે બાપા મારો હાથ હલાવીને "આવ આવ" કહીને શૂન્યમાં ચાલ્યા ગયા. ત્યાર પછી શું થયું તે હું જાણતો નથી." ત્યારથી લગભગ એ મૂર્છિત થાય છે. છોકરાને લઇને હું ઘણી ગભરાટમાં રહેતી હતી, વિષય સંપત્તિ બધી નાશ થવા માંડી હતી. આખરે છોકરાને મુંબઇમાં લઈ જઇને સારા ડાક્ટરને દેખાડવાનું નક્કી કરીને ઘરબાર જમીન ઇત્યાદિ વેચી નાંખી. આ કામ કરતાં મને લગભગ એક વર્ષ થઈ ગયું. આજે બે મહિના થયા હું અહિં આવી છું. અહિં આવીને તો છોકરાની આ હાલત છે !" વિધવાની આંખમાંથી આંસુઓ પડવા લાગ્યાં.

દીનાનાથે અવિચલિત ભાવ દેખાડીને કહ્યું, "તમારૂં ધીરજ ત્યાગ્યાથી કંઈ થશે નહિ, હમણાં જેમ હું કહું તેમ કરો, પછી બીજું કરીશું." આવું કહીને દીનાનાથ દવાની વ્યવસ્થા કરીને ઉઠયો.

સ્ત્રીએ ઘણીજ ગરીબાઇથી કહ્યું, "આજે શું બીજીવાર તમે આવશો નહિ ?"

દીનાનાથે કહ્યું, "હું ધારૂં છું કે હવે આવવાની જરૂર પડશે નહિ. બે કલાક પછી છોકરાને કેમ છે તેના ખબર માણસથી મોકલજો. જો આવવાની જરૂર સમજીશ તો આવીશ." આવું કહીને ઝડપથી ગાડીમાં ગયો.

ગાડીમાં બેસતાં જ દીનાનાથે ધાર્યું કે હું કોઇ માયાજાળને તોડીને નાસી આવ્યો છું. પરંતુ ક્યાં નહાસવાનો છે ! જે તરફ જોતો હતો તે તરફ ધારતો હતો કે જાણે વિધવા તેને પગે પડીને કહેતી હોયને "હે ડાક્ટર સાહેબ, મને મારા છોકરાને બચાવો હું નિરાશ્રય છું, મારૂં કોઈ નથી !" તે વેળાએ દીનાનાથના મનમાં આવવા લાગ્યું,–વરસાદનું વરસવું જાણે તેના આંખનું પાણી હોયને, વાયુનો સોં સોં અવાજ તેના લાંબા શ્વાસો હોયને, મેઘનું ગર્જન જાણે તેના આર્તસ્વર હોયને ! કેવી એક કરૂણાવી વેદનાથી તેને અસ્થિર કરી મૂક્યો.

સેવિકા.

ગાડીમાંથી ઉતરીને કંઇ પણ નહીં ખાતાં દીનાનાથ પથારીપર પડયો, જરા કોઇનો આવવાનો શબ્દ સાંભળતાં જ તેના મનમાં આવવા લાગ્યું કે તેડવા આવ્યું છે.

અશાંત ઊંઘમાં આખી રાત ગાળીને, સવારે દીનાનાથ છોકરાને જોવા ગયો. જઇને તેણે જોયું તો છોકરો ઉઠીને બેઠો બેઠો વાતો કરે છે. માને ચહેરો પ્રફુલ્લ છે. રોગીની ખબર અંતર પૂછીને તે નિરાંતે બેઠો. પહેલે દહાડે અહિંથી જવાની વખતે ગાડીમાં બેસતાં દીનાનાથે સ્વપ્નાના જેવા શબ્દો કાનમાં સાંભળ્યા હતા, તે જ વિધવા તેની પાસે બોલી, "ડાક્ટર સાહેબ, કૃપા કરીને વખતો વખત આવીને અમારી ખબર લેજો, હું નિરાશ્રય છું, અમારૂં કોઇ નથી."

દીનાનાથે કહ્યું, "તમારે એ કહેવું પડે એમ નથી. હું રોજ આવીને તમારી ખબર લઇશ."

દીનાનાથ દરરોજ આવવા લાગ્યો. જે દહાડે પોતે આવી નહિ શકતો તે દહાડે માણસને ખબર કાઢવા મોકલતો હતો. આવી રીતે તે તે વિધવાનો એક ઘરના માણસ જેવો થઈ પડયો અને ખબરદારી રાખવા જેવો થઇને રૂપિયાની વ્યવસ્થા તથા ઘરનો બંદોબસ્ત કરવા લાગ્યો. એના બદલામાં વિધવા પોતાના હાથથી ભરેલા સપાટ બુટ કરી આપતી હતી. કોઈ વખતે મખમલના ઉપર સુંદર ઝાડફૂલ ભરીને પોર્ટફોલિયાના જેવું કરીને તથા બીજું નાના પ્રકારનું દીનાનાથને ભેટ આપતી હતી.

# વધારે કહેવું ના.

## "Ask Me No More."



વધારે કહેવું નાઃ ઉદધિજલ ખેંચાય વિધુથી;
ઉચ્ચી અભ્રો ભૂકો ગગન, ઉતરી પ્રેમપગલે
લિયે ભેટી મોટા નગશિખર કે ભૂશિર બસે;
અરે ઘેલા, પામ્યો પણ તું કદિ પ્રેમોક્તિ મુજથી.
વધારે કહેવું ના.

વધારે કહેવું નાઃ મુખથિ ઉચરેથી કશું વડું;
ઉંડા ગાલો ઝાંખાં નયન કદિ ના કો જન ચહે;
—સખા રે, તોયે તું જિવ નહિ ન એ આ જન સહે.
વધારે કહેવું નાઃ 'ઉઠ, જિવ' રખે એ વદિ પડું:
વધારે કહેવું ના.

વધારે કહેવું નાઃ લિખિત વિધિનું નૈવ ફરતું.
થઇ સામે; કાપે જલબલ ન એ આપ ભુજમાં;
મહા બ્હેનો તાણી નિજ સહ બસે જાય નિધિમાં.
વધારે કહેવું નાઃ રતિપતિ અરે ના, ગણિ પડું;
વધારે કહેવું ના.

૩-૧-૦૫.

બલવંતરાય ક. ઠાકોર.

# વ્યાકરણની જાતીની ઊત્પત્તી.



નીરજીવ ચીજોને નર કે નારી એ પ્રમાણે જાતી શું કરવા લાગવા લાગી તે બાબે કેટલીક અટકળો થઈ છે. તેમાં એક મુખ્ય આ છે કે માણસનાં મનમાં નીરજીવ ચીજો યા વિચારોને પુરૂષનું રૂપ આપવાના ખાસીએત ( personifying tendency ) હોય છે. એ મુજબ માણસ જાત ચીજોને નર યાને નારીનું રૂપ આપી બોલવા લાગો અને તેથી 'જાતી'ની ઉત્પત્તિ થઈ. ઉત્પત્તિનાં એ અનુમાનને આપણે પુરૂષનું રૂપ આપનારૂં અનુમાન ( personifying theory ) કહીએ. એ અનુમાનનો ખુલાસો નીચે પ્રમાણે કરવામાં આવે છે.

વ્યાકરણમાં જે બે જાતીઓ (genders) છે, તે બે મુળનું પરીણામ છે. I સરખામણી (analogy), અને II કંઠમાંથી નીકલતા અવાજોના ફેરફાર ( phonetic decay ).

I જાતીની પહેલી ઉત્પત્તિ નર અને માદા, મરદ અને સ્ત્રી વચ્ચેનાં ફરકથી શરૂ થઈ. તેને માટે શરૂઆતમાં ભાષાઓમાં શબ્દોની છેડે કાંઈરૂપ પ્રત્યય ( outward sign) નહીં હોય, પણ ફક્ત શબ્દોનાં અર્થથીજ માલમ પડે; જેમકે બાપ અને માય માટેના શબ્દોમાં છેવટનું રૂપ બેઉમાં એક જ હોય, પણ જાતી જુદી દાખલા તરીકે બાપ અને માને માટેના શબ્દો "Pater, Mater પીતા અને માતા" લેઓ. એ બેઉનાં છેવટના રૂપ (er અને આ) એક સરખાં છે, પણ અર્થ ઉપરથી જાતી મુકરર થાય છે. ત્યારે જાતીનું અસલ મુળ, ચીજોની ખુદ પુરૂપ યા સ્ત્રી તરીકેની નર યા નારી હાલત છે.

એ અવલ મુળ યા તબક્કા પછી જાતીનો વિચાર, નર યા નારી નહીં એવા પદાર્થોને લાગવા લાગ્યો. અસલી આર્યનો નીરજીવ ચીજોને જીવતી ચીજોની શક્તિઓ (powers) લગાડી તેઓને રૂપ આપવાનું કામ (personify) કરવા લાગ્યા. દાખલા તરીકે, સુર્ય પોતાનાં કીરણોથી વૃદ્ધી કરે છે, કે જેમ એક નર એક માદામાં વૃદ્ધી ઉત્પન્ન કરવાનું કામ ( conceiving agent

તરીકે ) કરે છે તેથી સુર્ય ઘણીક ભાષાઓમાંના ગણાવા લાગ્યો. સર્વ ભાષાઓમાં એ સબબે મરદની ખુબસુરતી સુર્ય સાથ સરખાવામાં આવે છે કે "આફતાબ જેવો ખુબસુરત."

ચંદ્ર, સુર્યની રોશની પોતાની ઉપર લેઇ તેથી પ્રકાશે છે. તે જાણે એક સ્ત્રીની માફક સુર્યની રોશનીથી વૃદ્ધી પામતો (conceived) થાય છે. એ સબબે સ્ત્રી જાતીની ખુબ સુરતીને હમેશાં ચંદ્ર સાથે સરખાવવામાં આવે છે કે "માહતાબ જેવી ખુબ સુરત." તેણીને "આફતાબ જેવી ખુબ સુરત" કહેવામાં આવતી નથી. વળી માહતાબને નારી જાનવર (ગાય) નાં રૂપથી ગઓચીથ તરીકે રૂપ આપવામાં આવે છે. એ સબબે ત્યારે ચંદ્ર નારી ગણાય છે એ (analogy) નો દાખલો છે. એ વિચાર મુજબ આપણે એક મરદને કપાળે ઉભો તીલો કરીએ છીયે. સ્ત્રીને ગોળ કરવામાં આવે છે.

બુનદેહેશત પ્રમાણે કુદરતની કેટલીક પેદાયશ નર છે અને કેટલીક નારી છે. ત્યાં ( બાબ ૧૬, ૫. ૪ મા ) કહે છે કેઃ—

દેનમન એહાર મનદવમ નર માદે ઇમલગુનેત, આસમાન, અયોકશુસ્ત, વાત, આતશ જક; અકેર્જે; જવીદતર લા ગે હવુનેત. જક મય જમીક વ ઓર્વરે વ માહીક વકદ; અકેર્જે જવીદતર લા પેદવુનેત અવારીક દેહેસ્નેનર વકદ વસ પેદકનેત."

અર્થ—આએ ચાર ચીજોને નર (અને) નારી, કહે છે. આશમાન ધાતુ, પવન (અને) આતશ નર (છે); હરગેજ બીજા (એટલે નારી) થતાં નથી. પાણી અને જમીન અને ઝાડપાન અને માછલી નારી (છે); હરગેજ બીજાં (એટલે) નર થતાં નથી. બીજી પેદાયશો નર અને માદા હોય છે.

બુનદેહેશે ઉપલી નીરજીવ ચીજોને પુરૂષનું રૂપાંતર (personification) આપ્યું છે તે સરખામણીને (analogy) ને કાયદેસર છે. વલી નર અને માદા તરીકે એ નીર્જીવ ચીજોને રૂપ આપી (personify કરીનેજ) એ જાતી ઠેરાવી છે, તેની દલીલ આ ઉપરથી મળે છે કે મરદ અને સ્ત્રીને લગના બાબમાં જ્યાં છોકરો ક્યારે અને છોકરી ક્યારે અવતરે તે જણાવ્યું છે, ત્યાંજ એ બાબદ જણાવી છે.

ગુજરાતીમાં જાતીના સંબંધમાં શબ્દોની વેહચણી બે પ્રકારે કહેવાઈ શકાય.

૧) ખુદ તે ચીજની નર યા નારી હાલત પ્રમાણે; જેમકે મરદ અને સ્ત્રી, બળદ અને ગાય, ઉંટ અને ઉંટણી.

૨) શબ્દોનાં અંતના હરફો પ્રમાણે જેમકે 'ઓ' કારાંત તે નર અને 'ઈ' કારાંત તે નારી. એકની એકજ ચીજ એમ નર અને નારી બેઉ ગણાય. દાખલા તરીકે જેને આપણે અંગ્રેજીમાં book કહીએ છીએ, તે ગુજરાતીમાં નર, નારી, અને વળી નાન્યતર પણ છે. book ચોપડો તે નર book ચોપડી તે નારી. book પુસ્તક તે નાન્યતર.

II ઓકારાંત અને ઇકારાંત શબ્દોના સંબંધમાં વીચાર કરીએ છીએ તો એકની એકજ ચીજ જો મોટી હોય છે તે તે ઓકારાંત બોલાય છે અને નર ગણાય છે પણ નાની હોય છે તો તે ઇકારાંત બોલાય છે અને નારી ગણાય છે. જેમકે ચોપડો ચોપડી, પોથો, પોથી, પથરો, પથરી, ટેગરો, ટેગરી, પોરો, પોરી, કાંકરો, કાંકરી, મરદ, સ્ત્રી કરતાં જોરાવર મજબુત અને હુશીઆર ગણાતો. તેથી તે સ્ત્રી કરતાં મોટો ગણાતો. તેથી એકની એકજ ચીજ જો મોટી હોય તો નર અને નારી હોય તો સ્ત્રી ગણાવા લાગી.

III એ મુજબ ત્યારે નીરજીવ ચીજોને જીવતર ચીજોનુ રૂપ આપી તેઓ માટે બોલવામાં આવતું ત્યારે જે સર્વનામ વપરાતું તે નર અથવા નારી ( he or she તે અથવા તેણી) હતું. શરૂઆતમાં તેઓ માટે વપરાતા સર્વનામોજ તેઓની જાતી દેખાડતાં. એવાં સર્વનામો જાનવર ચીજો સાથે તેઓની જાતી દેખાડવા માટે વપરાવાનો દાખલો આપણને He-goat અને she-goat જેવા શબ્દોમાં મળે છે.

રાંત શબ્દો નર ગણાવા લાગ્યા. જેમકે લાડવો, માંચરો, માવો, ઝાંપો. એજ પ્રમાણે 'ઇકારાંત' અથવા 'આકારાંત' શબ્દો નારી ગણાવા લાગ્યા.

હવે જાતીની ઉત્પત્તી બાબે એ પુરૂષનું રૂપ આપનાર અનુમાન (personifying theory) ને બદલે એક બીજું અનુમાન મી. જે. જી. ફ્રેઝર નામનો વિદ્વાન રજુ કરે છે.[1]

અઝર (F. de Azara) નામનો સ્પેનીશ મુસાફર દક્ષીણ અમેરીકાની મુસાફરીમાં પેરેગુએ (Paraguay) નદીની ખીનમાં રહેનારા મ્બયસ (Mbayas) નામના એક તાયફા માટે કહે છે કે તેની સ્ત્રીઓ અને છોકરાઓ, જ્યાં સુધી તેઓ નહીં પરણેલા હોય ત્યાં સુધી, શબ્દોને એક ચોક્કસ અંત્યાક્ષર (termination) લગાડે છે અને ઉમ્મરે પુગેલા મરદો તેથી જૂદોજ અંત્યાક્ષર લગાડે છે. કેટલીક વખત સ્ત્રીઓ અને મરદો એકજ ચીજ માટે જુદાજ શબ્દો વાપરે છે. તેઓ બે જૂદી જૂદી જબાન વાપરતાં હોય એમ દીસે છે.

ઉપલી ખીનમા કુરગુઆટી (Curuguaty) નામનાં ગામમાં સ્ત્રીઓ ગુઆરાની (Guarany) ભાષા બોલે છે, જ્યારે મરદો પોતપોતામાં સ્પેનીશ ભાષા બોલે છે. પણ મરદો સ્ત્રીઓ સાથ વાત કરતાં ગુઆરાની ભાષામાં બોલે છે. અરવક (Arawak) નામનો દક્ષીણ અમેરીકાનો જે એક તાયફો છે, તેમાં મરદો અને સ્ત્રીઓ એકજ શબ્દને જૂદાં જૂદાં રૂપો (inflexions) લગાડે છે. દાખલા તરીકે મરદો 'હા' ને માટે taso અથવા hese બોલે છે, તો સ્ત્રીઓ tara અથવા kisseira બોલે છે. 'ચોકસ' (certainly) શબ્દ માટે મરદો dukesso અથવા hedukessi શબ્દો બોલે છે, ત્યારે સ્ત્રીઓ dukara અથવા hedukara બોલે છે. કેટલાક શબ્દો બેઉમાં સામાન્ય હોય છે જેમકે 'હા' માટે ehe શબ્દ. મરદો એકમેકને મલે તો સલામ કરતા બોલે કે bubi અથવા builui એટલે "તમો છેઓ કે"? ત્યારે સામી તરફથી જવાબ મલે છે કે daii અથવા dalliini એટલે "હું

1. The Fortnightly Review of January 1900 p. 79. "A suggestion as to the origin of gender in Language" by J. G. Frazer.

છું." પણ સલામના એ શબ્દો સ્ત્રીઓને કહેવામાં આવે તો તે büiru અને જવાબમાં daiiruru છે.

હવે કેટલાક તાયફાઓમાં તો મરદો પોતપોતામાં વાત કરે તેની, અને સ્ત્રીઓ પોતપોતામાં વાત કરે તેની ભાષાઓજ જૂદી. દક્ષીણ અમેરીકાનાં ગુઆઇકરૂસ ( Guaycurus ) તાયફામાં એમ છે. કૅરીબ 'Caribs નામના તાયફામાં પણ એમ છે. એનો સબબ ત્યાંની દંતકથા પ્રમાણે આ છે કે ત્યાં બીજા મુલકમાંથી એક તાયફો એક વખત મોટી સંખ્યામાં આવ્યો હતો, અને તેઓએ ત્યાંના અસલી લોકો ( aborigines ) ને મારી નાખ્યા હતા. તેઓએ સઘળા મરદોને મારી નાખ્યા હતા. પણ સ્ત્રીઓને રહેવા દઇ તેઓ સાથે પરણ્યા હતા. તેથી મરદો પોતપોતામાં પોતાના વતનની બોલીમાં વાત કરતા રહ્યા અને સ્ત્રીઓ પોતાના વતનની બોલીમાં વાત કરતી રહી. (કહે છે કે એ જીતના સબબને લીધે ત્યાંની સ્ત્રીઓ વરનું નામ પણ દીએ નહી અને તેઓ ખાએ ત્યારે આગળ ઉભી પણ રહે નહી.) કહે છે કે સ્ત્રીઓ માંહોમાંહે જો પોતાની બોલીમાં વાત નહી કરે પણ મરદોની બોલીમાં કરે તો કેટલાક તાયફાઓમાં તે ગુનાહભર્યું ગણાય અને જો મરદો પોતાની બોલીમાં વાત નહીં કરે પણ સ્ત્રીઓની ભાષામાં વાત કરે તો તેઓની તે બાબે સ્ત્રીઓ મશ્કરી કરે અને તેઓને જાણે બાયલા ગણે.

સીસરો ( Cicero ) ની એક કહેતી હતી કે સ્ત્રીઓના મોંહમાં બોલવાની જુની ( old form of speech ) જાલવાઈ રહે છે. એ ઉપરથી કોઈ ધારે કે કદાચ મરદોની અને સ્ત્રીઓની ભાષાનાં ફેરનું કારણ એ હોય કે સ્ત્રીઓ જુની ભાષા વાપરતી હોય. પણ જાણીતો વિદ્યાશાસ્ત્રી હમબોલ્ટ (Hambolt) કારીબ તાયફાના મરદો અને સ્ત્રીઓની ભાષાઓ વચ્ચેના મોટા ફેર ઉપરથી કહે છે કે એવા મોટા ફેરકનું કારણ ફક્ત સ્ત્રીઓની જુની રીતીઓને વળગી રહેવાની વલાંણ ( conservatism ) નહી હોય.

(અપૂર્ણ.)

# નવી વાંચનમાળા ભાગ ૪.

## ૧.

નવીન વાંચનમાળામાં મુંબઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતામાં પ્રકટ થયેલી ગુજરાતી ચોથી ચોપડી બહાર આવી ચૂકી છે. તે વિષે એક બે બોલો કહેવા પ્રાપ્ત થાય છે. આગલી ત્રણ ચોપડીઓ વિષે પુરતું આખ્યાન વ્યાખ્યાન બીજે હાથે થયેલ છે તો આ પુસ્તક સંબંધે કાંઈ લેશ ભાગ કહેવો ઉચિત લાગે છે.

પ્રાથમિક શાળામાં કેળવાતાં ઉછરતાં બાળકોને રાજ્યભક્તિમાં પ્રીતિ આરંભ દશામાં આપવી એ ઉદ્દેશથી પુસ્તકનો સમારંભ થયો હોય એમ લાગે છે. આ ધોરણમાં બાળકોને ગુજરાત-માતૃભૂમિ-નો ઇતિહાસ પ્રથમજ શિખવાનો હોઈ, તેઓને જે સમયે માતૃભૂમિ શું, ત્યાં કોણ કેવી રીતે રાજ્ય કરતું, ત્યાં તે સમયની જન-સંસ્થા કેવી હતી, સુખ, દુઃખ, સમૃદ્ધિ વિરૃદ્ધિ, આપત્, વિપ્લવ વિગેરે કેમ વ્હેંચાયાં હતા તેનું જે સમયે તેઓની ગ્રહણ કરવાની શક્તિ અનુસાર શિક્ષણ આપવામાં આવે છે, તે વખતે તે ધોરણમાં વાંચનમાળાના પાઠ તરીકે જો આધુનિક કાળનું સ્હેજ ભાન કરાવાય તો તે અસ્થાને ન કહેવાય. રાજભક્તિ અને રાજદ્રોહ બેનાં સ્વરૂપો તેઓના ગજા પ્રમાણે રસિક વાર્તા તરીકે જૂએ, વાંચે કે શ્રવણ કરે, તથા પરિણામોનો કાંઈક ખ્યાલ આવે તો તેઓનાં કોમળ મન ઉપર રાજ્યભક્તિ માટે સારી જ અસર થાય એમાં આશ્ચર્ય નથી. વળી જ્યારે ધોરણોને ઉંચા બનાવવા તરફ પ્રયાસ ચાલે છે ત્યારે તો ખાસ આવા આવા પાઠ કઢિયુ નહિં ગણાય એમ માનેલ હોવું જોઈએ; કારણ કે અંગ્રેજી વાંચનમાળાઓમાં અંગ્રેજી ઇતિહાસના પાઠો કોઈ કોઈ-બલ્કે ઘણી ખરીમાં જોવામાં આવે છે, તે ધોરણ મુજબ આ માળા નિર્મિત થઈ હોય તો આધાર પણ છે, એમ કહી શકાય.

પુસ્તકના ત્રણ વિભાગ મુખ્ય કર્યા છે (૧) સામાન્ય વિષય; (૨) ઇતિહાસ ભૂગોળ વિષય (૩) સૃષ્ટિજ્ઞાન વિષય. આ વિભાગો સંબંધે અલગ વિવેચન કરતાં, તેઓનું અનુક્રમે અવલોકન કરાય તો સમગ્રનું અવલોકન પોતાની મેળેજ થઈ રહેશે, માટે અનુક્રમે લેવું યોગ્ય છે.

હાલની જનસંસ્થા અને રાજ્યસંસ્થા ઉપર કોણ રાજા-શેહેનશાહ-તરીકે વિરાજમાન થાય છે તેને વિષે કેટલુંક કહેવું પ્રથમારંભમાં આવશ્યક હોઈ પહેલો પાઠ તેને વિષે છે, અને તે પ્રમાણે જે આપણા ઉપર રાજ્યકર્તાના ગુણો છે તેની ગણના કરી પ્રીતિ-ભક્તિ ઉત્પન્ન કરવા પ્રત્યે પ્રયાસ કર્યો છે, તેમાં મુખ્યત્વે કરીને તેની અભ્યાસ ઉપર મમતા, લોકોની ઇચ્છા જાણવાની ઉત્સુકતા, લોકોને સુખી કરવાની ઉત્કંઠા અને સર્વની સાથે સમાન ભાવવડે સભ્ય વર્તન, એ ગુણોનું પ્રભુત્વ ઠીક અસરકાર કરી તે બહાર આણેલ છે. વળી એવા રાજા જેવા પણ લડવૈયા તરીકે કુશળ છે, તેમ એકી વખતે તેઓ પોતાની જમીનને કેળવી તેનો સારો પાક ઉતારવા મથન કરે છે એ વાત પણ હાલ કાળમાં ઉપયોગી થાય એટલુંજ નહિં પણ એક શ્રેષ્ટીના વર્તન તરીકે અન્ય જનોને દૃષ્ટાંત લેવા લાયક વર્તનનો નમુનો થઈ પડે. છેવટે ધર્મરક્ષક તરીકે પ્રસંશાની પણ જરૂર હતી તે સ્ફુટ દર્શાવેલ છે, કે જેને પરિણામે આપણી લાગણી વફાદારીમાં, પ્રીતિ-ભક્તિમાં અને માનમર્તબામાં તીવ્ર રહ્યા કરે એ અર્થ સારરૂપે છેવટે ફલિત સ્વાભાવિક રીતે થાય તે પ્રમાણે કરેલ છે. આ યથાર્થ થયેલ લાગે છે.

બીજા અને ત્રીજા પાઠમાં રાજભક્તપણું, દ્રોહ કે ઇર્ષ્યાનો છેક અભાવ અને તેથી વિરૂદ્ધ ઉદાર ભાવ વિગેરે મનમાં દૃઢ ઠસે માટે એવાં દૃષ્ટાંતો વાર્તા રૂપે કહેલ છે. તેમાં પણ ત્રીજા પાઠમાં રસભર રીતિથી જે ભીમસિંહનો ઉદાર ભાવ વર્ણવ્યો છે તે બીજા પાઠમાંના જવાનસિંહના સ્વામિભક્તિના સરસ ઉદાહરણથી કાંઈ કમ નથી. સત્યતા અને એક શબ્દવ્રત પાળવાપણું કેવી રીતે જાળવી રાખવું, તેનો દાખલો બતાવી તેને નિકટ અનુસંધાન ધરાવનાર શ્રી રામચંદ્રનું જગત્પ્રસિદ્ધ દૃષ્ટાંત તે પછીના પાઠમાં આવે છે. ત્યાં એક વચની રહેવાનો અમૂલ્ય ગુણ ધારી રામચંદ્ર વનવાસ સ્વીકારી ચાલ્યા, એ નક્કી થયેલ વાતથી આગળ ચાલે છે, એમ મેહેતાજીએ બતાવવું આવશ્યક લાગે છે. તો તે પછી સ્ત્રીના સ્વામિ પ્રત્યેના ધર્મો કેવા હોવા જોઇએ, એનું દૃષ્ટાંત આવે છે. સ્વામિ અને પ્રજા, અર્થાત્ રાજા અને પ્રજા વચ્ચે કહેવું વિસ્તૃત અર્થમાં ભક્તિ-પ્રીતિનું દર્શન કરાવવા માટે છે; અને તે પછી સંકુચિત અર્થમાં તેજ ભક્તિ-પ્રીતિ સ્વામિ-સ્ત્રી, ભાઈ-ભાંડુ વિગેરે કુટુંબના માણસોમાં પરસ્પર કેવી તીવ્ર હોવી જોઇએ, એ સંબંધે વાર્તા મૂકવી જ જોઇએ. આ સંકુચિત અર્થમાં વળી ભક્તિ-પ્રીતિ એટલી હદ જાએ છતાં

એવી તીવ્ર સમયોચિત બને કે તેમાં સ્વાત્માર્પણ પગલે પગલે બંને બાજૂ એથી થાય તે જ સ્વાભાવિક છે; માટે સમયાનુકૂલ અને અર્થાનુકૂલ એવું દૃષ્ટાંત માત્ર રામચંદ્રજીનું નમૂના તરીકે થઈ પડે એ પણ નવાઈ જેવું નથી. સીતા, લક્ષ્મણ–તેમ જ સુમિત્રા કૌશલ્યા વિગેરે કુટુંબનાં સર્વે જણાં–નો અન્યોન્ય પ્રત્યેનો સ્વાત્માર્પણ ભાવ વાર્તારૂપે પ્રકટ કરવાનો પ્રયત્ન, તેઓને આ કેળવણીને પગથીએ નીતિનો બોધ ધાર્મીક–દૃષ્ટાંતો વડે કરવા સફળ થાય તો એક સાથે એ ત્રણ અર્થો સાચા કહી શકાય.

કુટુંબ જાળમાં પ્રેમ રસ કેવો ઘટ્ટ જામે છે, અને જામવો જોઇએ, તેમ જ્યારે એ હોય ત્યારે સ્વાત્માર્પણ કેવું સ્વાભાવિક રીતે બને છે, તેનું દર્શન રસભર્યું કરાવી બીજે પગથીએ તે જ શ્રેણીમાં જનમંડળ પ્રત્યેનો પ્રીતિ રસ કેવો હોય, તેનો સાધારણ રીતે દૃષ્ટાંત આપી સ્વાદ કરાવે છે, તે એવો કે પ્રત્યેક બાળક તે રસ તૈયાર કરી શકે અને ઉપયોગમાં પણ લેવા ધારે તો લે. સમગ્ર રીતે ભ્રાતૃભાવ ધારણ કરવો, એ વાત રામચંદ્ર અને લક્ષ્મણના ભ્રાતૃભાવના પાઠ ઉપરથી વિસ્તૃત અર્થમાં અહિં લાગુ પાડી, એક બીજાને સહાય કેમ કરવી તે વિષે દુષ્કાળથી પીડિત માણસોને કેવી કંગાળ સ્થિતિ વેઠવી પડે છે, અને તેથી તેઓનાં દુઃખો અસહ્ય ન થાય માટે સારી સ્થિતિવાળાએ તેને સહાય કરવાની આવશ્યકતા છે એ વાત નકી દર્શાવી. બધા કરતાં ક્ષુધાની પીડા અતીવ દુઃખદાયક છે, તેમ બીજી રીતે અન્નદાન એ લગભગ પ્રાણદાન સમાન ગણવું, અને સર્વોત્તમ માની લેવું, તે પણ સુપાત્રે દાન થાય છે, તે કેવી રીતે એ સાથે બતાવ્યું. પરસ્પર મદદ કરતા જનમંડળના સ્વભાવ કેવા રહેવા જોઇએ, અને પરમાર્થ કેમ કરવો, એ શિક્ષાદ્વારા દર્સાવે છે. ક્ષુધાની પીડાનું કારણ બતાવતાં શરીરને અન્ન ઉપર આધાર છે, અને પ્રાણ ધારણ કરાવનાર પણ અન્ન હોવું જોઇએ એ દૃષ્ટાંત આપી સિદ્ધ કર્યું. સાધારણ માણસનું વજન કેટલું હોવું જોઇએ તો તે પુષ્ટ અને આરોગ્ય ગણાય, એ સામાન્યોપયોગી વાત તથા એવા હલકા બીજા આરોગ્યતાને અન્ન સાથે સંબંધ ધરાવનારા નિયમો શિખવી દેવા સરલતાથી પ્રયાસ કર્યો છે, તે પણ બાળકોને યોગ્ય રીતે ગ્રહણ કરાવવો જોઇએ.

તે પછીના પાઠમાં રગતું તે પ્રત્યેક પુરૂષે એક બીજા માટે છે, એમ દૃઢ માની લેવું. દરરોજની ઉપયોગી વસ્તુઓના દૃષ્ટાંત વડે બાળકોને ખાત્રી કરાવી છે કે આ જગતમાં એક બીજાને ઉપયોગી થવાનું છે, અને તે માટે

જ મહેનત મજૂરી કરવાની સર્વને ફરજ છે. માટે દરેક ક્ષણે ઉપયોગી મેહેનત કરવી તેમાં "આજકાલ" કરીને વિલંબ, કે દીર્ઘ સુત્રીથી રાહ જોયા, કરવાની ટેવ ન રાખવી. તેમાંઃ—

श्वः कार्यमद्य कुर्वीत पूर्वाह्णे चापराह्णिकम् ।
नहि प्रतीक्षते मृत्युः कृतमस्य नवाकृतम् ॥

આ શ્લોકાર્થ; તેમ "Put off, says bye and bye"— એ અંગ્રેજી કવિતાનો સાર સમાયેલ અર્થમાં "આજ અને કાલ" એ વિષય ઉપર સાતમા પાઠમાં કવિતા મૂકી છે. એ ઉપરથી આળસ છાંડી ખંતભેર કાર્ય કરવું, એ બોધ કરી, તેને અનુસંધાને આઠમા પાઠમાં "અવલોકન" સર્વ વસ્તુનું કરવાની ટેવ પાડવી, અને સાધારણ રીતે ઉદ્યોગ કરતી વેળાએ પણ જે કાંઈ આંખે જોવાય, તે ધ્યાનમાં લઈ, તેનું સ્મરણ રાખ્યા કરવું, વિગેરે કાળજીથી વર્તન કરવાની ટેવમાં ઘણા લાભ થાય છે, તે રીતભાતનું અંગ શિખવ્યું. રીતભાત સારી રાખવી એ સાર ખેંચી તેને પરિણામે ચોખ્ખાઈ, સ્વચ્છતા માત્ર શરીરમાંજ નહિં પણ સર્વ કાર્યોમાં પણ જાળવવી જોઇએ, અને યુક્તિ પુરઃસર, નિયમાનુસાર, ધોરણ મુજબ વર્તન રાખવાથી કાર્ય સફળ થાય છે, અને જગતના વ્યવહારમાં તેની ફત્તેહ નિવડે છે. આ માટેનો નવમો પાઠ દૃષ્ટાંતદ્વારા ભલામણ પત્ર વિનાનો ઉમેદવાર કેમ નોકરી મેળવી શક્યો, તે વિષે છે. છોકરાંએ પ્રથમથી જ સ્વચ્છતા દેહમાં તેમજ કામ બધાંમાં રાખવી જોઇએ, અને એ ગુણથી માણસો સકળ વ્યવહારમાં ફતેહ પામે છે તે સિદ્ધ કરવા માટે દાખલો આપ્યો. કેળવણીને આ પગથીએ શુષ્ક નીતિની રીતિ કે નીરસ સદ્‌ગુણના કાનુનો લખી સમજૂતી આપવી નિરર્થક થાય માટે દૃષ્ટાંતદ્વારા આ પ્રમાણે વાત બધી દઢ ઠસાવવાનો માર્ગ ઘણો લાભકારક નિવડે તેમાં સંદેહ નથી. દસમા પાઠમાં તેને જ અનુસંધાને "પ્રમાણિકપણાનો બદલો" એ પાઠમાં કાર્યની સ્વચ્છતાનો વિસ્તૃત અર્થ દર્શાવી પ્રમાણિકપણાની આવશ્યકતા સિદ્ધ કરી દીધી. પ્રમાણિકપણાનું ઉત્કૃષ્ટ દૃષ્ટાંત તો એ કે અગીઆરમા પાઠમાં "દરવેશ" ના બોધથી લૂટારા જેવો પણ નીચ ધંધો છોડી સારી ચાલનો સ્વીકાર કરે છે, અને નીતિનો ધંધો ગ્રહણ કરે છે, તે છે.

આવી જાતનું સત્યપરાયણ વર્તન રાખવાથી અને સીધે સરલ માર્ગે

ચાલવાથી કોઇ જાતની અડચણ કે કોઈ પ્રકારનું નડતર આવતું નથી. ઇશ્વરનો ડર રાખી સાથે નીતિને રસ્તે ચાલવું અને વચમાં વહેમ વિગેરેનો વિચાર ન કરવો. એ ખાલી ખોટા મનના તુરંગો છે તેમાં ગૃહસંસારની નિરંતર ઉપયોગની વસ્તુઓના દ્રષ્ટાંતો લઇ વહેમ કેવી રીતે નડે છે, અને તેની ખરી સમજૂતિ કેવી રીતિની છે, તે સ્પષ્ટ બતાવ્યું છે, તેમાં પણ છોકરાંના ગજા પ્રમાણે હાહપણ આવે તેવી રીતે પાહતું લખાણ છે, અને સાથે રમૂજ પણ થયા વિના ન રહે. આ સ્થળે એટલું કહેવું પ્રાપ્ત થાય છે કે વહેમના પાઠો તેમ ફકીર-દરવેશ-ને વેપારીનો પાઠ એ જૂની વાંચનમાળામાં હતા તેમાંથી થોડો ઘણો ફેરફાર કરી નવીમાં ઉતાર્યા છે.

આની પછી પરમેશ્વર સંબંધી બે પાઠો છે તેમાં મોટા ભયંકર બનાવો વડે અદ્ભૂત રસ ઉત્પન્ન કરી ભય વડે ઇશ્વર તરફ પ્રીતિ સંપાદન થાય તે રીતિ અજમાવી; પાશ્ચાત્ય વિદ્વાનોની ગણત્રી પ્રમાણે વેદમાં પણ અને બધાં પ્રાચીન ધર્મપુસ્તકોમા પણ તેજ રીતિ છે, માટે તે ગ્રહણ કરી; જેમ સૃષ્ટિને આરંભે બ્રહ્માંડમાં તેમજ જન્મ પછી કેળવણીની પ્રારંભ દશામાં પિંડ સંબંધી પરમેશ્વરનું જ્ઞાન કરાવ્યું છે. તે પછી જનસમુદાયમાં અરસપરસ કેવી નીતિ રાખવી, તે માટે વર્ષાદ વિગેરેના દ્રષ્ટાંતથી તેમ સામાન્ય રીતે સમજી શકાય તેવાં વચનોવડે દયા, પરોપકાર ઇત્યાદિ સદ્ગુણો પ્રત્યેક બાળકે આચરવાં એ શિખવ્યું છે. સોળમા પાઠમાં ધ્રુવના પિતા વિષેની તુળસીદાસની કવિતા છે, તેમાં પ્રાચીન કાવ્યની પુરાણો માંહેની રસિક ગાથાનું શ્રવણ કરાય છે. અગર જો કે તેમાં તાંતણો અપૂર્ણ હોઇ સંતોષ વળતો નથી સુપુત્રથી પિતાના મનની શાંતિ થાય અને સંસારનું સુખ સિદ્ધ બને તે વાત દર્શાવી છે. પરમેશ્વરની કૃપાધીન આ પ્રમાણે સંસારનું સુખ પ્રાપ્ત કરાય છે. અને તેજ રીતે પરમેશ્વરની અકૃપાથી વિપત્તિ આવી પડે છે તે આગબોટના પાઠ ઉપરથી બતાવ્યું. છતાં તે વખતે કેટલી ધીરજ રાખી કાર્ય કરે જવું અને કર્તવ્યધર્મ મરણ-સંકટ સમયે પણ ન ચૂકવો એ વાત દર્શાવી. તેમાં આગબોટમાં કપ્તાન-રાજાની કારકીર્દી કેવી હોય છે, અને તેની આજ્ઞામાં સર્વે જણા કેટલી ફવાયતથી રહે છે તે એક હૃદય ઉપર અસર કરે એવી વાતોવડે બાળકોને સમજાવવાનો પ્રયાસ કર્યો છે.

તે પછીના અઢારમા (અરાઢમા) પાઠમાં પરમેશ્વરની કૃતિ અચિંતનીય

છે તો અનુકરણીય તો શેનીજ બને; જો તેની કૃપા હોય તોજ કાંઇક અંશે માણસ તેના ચમત્કારો સમજવાની શક્તિ પણ ધારણ કરી શકે છે, અને તેમાં એટલો ઢોંગ હોય તેટલો શેર ઉપર સવા શેર મળવાથી ખુલો પડે છે, તે માણેકનાથના દષ્ટાંતથી બતાવી આપ્યું. તે પછી સ્પષ્ટ રીતે "ઠગાઇનું ફળ" શું આવે છે તે ઓગણીસમા પાઠમાં બતાવ્યું. બાળક છોકરાંને રમુજી રસભેર વાર્તા વતી કેવો વિનોદ થાય છે અને તે સાથે શિખામણ લેવાની બને છે તે આ પાઠમાં અધિક ચોખ્ખી રીતે સિદ્ધ થાયછે. "સત્તર પંચાણુ ને બે છૂટના મૂક્યા એટલે સત્તાણું" એ દષ્ટાંત સર્વને શ્રવણ ગોચર એક કે બીજી રીતે થઇ ચૂકેલ હોવું જોઇએ. આવી છેતરપિંડીના માર્ગમાં વિચરતાં કોઇ સમયે તાત્કાલિક શિક્ષા ભોગવાય છે તે વાણિયાને ચાબુકના સપાટા ઉપરથી બતાવી આપ્યું; પરંતુ વળી શેઠની બુદ્ધિનો ઉપયોગ થતાં તેમાંથી માંડ માંડ બચી છૂટયો તે રીતિ પણ "વાણીઆ વાણીઆ ફેરવી તોળ" એ રમુજી વચનો વડે બતાવી દીધી છે.

ઠગાઇનું ફળ આવું થાય; પણ સત્યતા વડે ખરૂં કામ કરવાની પ્રત્યેકે છાતી ચલાવવી જોઇએ એ બોધ વીશમા પાઠમાં કર્યો. આમાં સંવાદની રીતિ ગ્રહણ કરી છે. વાર્તા છોકરાંને રમુજ આપે તેવી છે, અને મહેતાજી તથા તેના નિશાળીઆ વચ્ચે કેવી તેમ કેટલી છુટ થઇ શકે તેનો ચિતાર ઠીક આપે છે; કેવળ છોકરાં ઉપર દબાણથી પાઠો તૈયાર કરાવી, સાંભળી જઇ અગર એકાદ બે પ્રશ્નો કરી, ખેસ ખંખેરી, ખુરશી ખુલ્લી મૂકી, ચાલ્યા જવામાંજ માત્ર મહેતાજીના કર્તવ્ય ધર્મ સમાયા છે, એ સમજણ ભૂલ ભરેલી છે, તે આ પાઠ ઉપરથી ધ્યાનમાં લેવાનું સર્વ પ્રાથમિક તેમજ ઉંચી શાળાના મહેતાજી માટે છે. મહેતાજી નિશાળીઆ સાથે કેટલા મળી જઇ, તેઓને કેટલી છૂટ આપી વર્તે છે, અને માનસિક સાથે આભ્યંતરિક નીતિની પણ વાત વાતમાં કેવી કેળવણી આપી શકે તે દર્શાવેલ છે. નીતિના ધર્મો ઉચ્ચ રીતે પાળવામાં આવે ત્યારે જીંદગીનું સાફલ્ય થયું કહેવાય; અને તેમાં પણ દેશ સેવા કે રાજભક્તિના જેવો મહાન્ ગુણ એક બીજો નથી એ બતાવવાના આશયથી જાણે હોય નહિ તેવી પન્નાની રાજભક્તિનું ચિત્ર તે પછીના પાઠમાં આપ્યું છે. ૨૨ મો પાઠ તે ૧૭ મા પાઠને ઘણે અંશે મળતો આવે છે. વહાણનું ચિત્ર છે; સંકટનો સમય છે; ફરજ એક બીજી રીતે બજાવવાની હકીકત આવે છે; ઇત્યાદિ રીતે સમાન ભાવ ધરાવે છે. તો પણ

તેમાં ભેદ છે તે એ કે આમાંબે ભાઇઓની પરસ્પર પ્રીતિનું સ્વચ્છ, નિર્દોષ, નિર્મળ ચિત્ર એવું આપ્યું છે કે અવધિ છોકરાંઓ બાલ્યાવસ્થાથી જ કેવી પ્રીતિ પોતાના ભાઈભાંડુ પ્રત્યે ધારવી જોઇએ તે વિષે શિખામણ આપવાને બસ છે. ચિત્રના આલેખનમાં કરૂણારસ પ્રધાન છે; છતાં છેવટે નીતિનો જય થાય એ રીતે પ્રીતિનું શુભ પરિણામ આવે છે એમ આ પાઠમાં વર્ણન કરાયેલ અનન્ય પ્રીતિના સારરૂપે એચ્યું છે. આની પછીના પાઠમાં હરિફાઈ અને અદેખાઈનાં દષ્ટાંતો છે; દષ્ટાંતો, વાર્તા કથનો–પછી સત્ય કે કાલ્પનિક બાળકોને આ ધોરણમાં શિખવવા સમર્થ છે તેવું બીજું કાંઈ સુગમ પડે તેવી રીતનું સમર્થ નથી. ભાઇઓની પ્રીતિ એક કુટુંબમાં, તેમ એક જન-સમાજમાં, અને તેવી જ રીતે એક મનુષ્ય સમાજમાં અનન્ય પ્રીતિ રહેવી જોઇએ; અર્થાત્ ભાઇઓની શુદ્ધ પ્રીતિની વાર્તા કહી તેવી પ્રીતિ સંસાર-સમાજના સર્વ નાના મોટા સભ્યો સાથે રહેવી જોઇએ. વ્યવહારમાં યોગ્ય અવસરે કાર્ય કરતાં અતિશય બનવાને સ્પર્ધાશક્તિમાં સમાયેલ ગુણ ધારણ કરાય તો તે ખોટું નથી; પરંતુ તેની મર્યાદા એટલે જ હોવી જોઇએ, અને ત્યાંજ અટકવું જરૂરનું છે કે જ્યાં અદેખાઇનું કુરૂપ ધારણ કરવા ઉપર આવી જાય. આવી રીતે ચિત્તમાં તો ઠીક પણ વાણીમાં પણ રહેવું જોઇએ; અને વાણીનો સદુપયોગ થવો જોઇએ; તે સંબંધ જૂની વાંચનમાળા માંહેની કવીશ્વર દલપતરામની જાણીની કવિતા ચોવીસમા પાઠમાં દાખલ કરી છે.

બોલવાની સાવચેતી ઉપરથી સંબંધ વર્તાઈ આવે એવી પચીસમા પાઠની વાર્તા, ત એક સંન્યાસીની છે. એમાં મહેલ કે ધર્મશાળા સર્વ સમાન છે. એ સૂચવતાં સંસારની અસારતા પ્રકટ કરી, તેમાંથી સસાર શિક્ષા લેવાય એવી યુક્તિ રચી છે. રાજા બાદશાહે સર્વે કાર્યો પોતે કરવાં, અને છૂપી રીતે પણ પોતાની પ્રજામાં જા આવ કરતા રહેવું, તે માટે "અકબર બાદ-શાહની નગર ચર્ચા" વિષેનો પાઠ લખ્યો છે. વાર્તાઓ સઘળી રમૂજી હોવી જોઇએ ત આ ધોરણ માટે આવશ્યક ગણાયેલ સૂચના સર્વ સ્થાને અમલમાં આવી છે, એમ એકી સાથે કહી દેવા કરતાં પ્રત્યેક સ્થળે કહેવું યોગ્ય છે. પરંતુ કંટાળા ભરેલું થાય; માટે જ્યાં રમૂજી, વિનોદકારક વાર્તા નહિં હોય ત્યાંજ માત્ર ધ્યાન ખેંચવું બસ થશે. આ વાર્તામાં પણ વિચારીને થાર ઉચ્ચાર વાણીના બોધ માટે કામે લાગે એવી હકીકતો મેળવી છે, તે હાસ્ય-જનક પણ અમુક અંશે થઇ પડે છે, વળી તેમાં કેટલીક તો રાજા જેવી

સ્થિતિએ વિરાજમાન થતા ને માઠું લાગે તેવી છે તોપણ કેવી સહનશીલતાથી તે પાદશાહે બધાનાં વચનો શ્રવણ કર્યાં તે ઉપરથી સામાન્ય રીતે એવાં સંસારમાં બની આવતાં સુખદુ:ખનો મનમાં વિચાર ન લાવવા વિષેની નૃસિંહ મહેતાની સુંદર કવિતા ટાંકી છે, તેવું અનુસંધાન સ્પષ્ટ છે. આધુનિક તેમજ પ્રાચીન કવિવર્યોની કવિતા સાથેની ઓળખાણ બાળકોને આ અવસ્થાએ જ કરાવવી જરૂરની છે; તેમાં પ્રાચીન કવિતા જૂની વાંચનમાળામાં ન હતી તે દાખલ કર્યાની વાત અતીવ અભિનંદનીય છે, એમ સર્વને એકમતે કહ્યા વિના ચાલશે નહિ. બાળકોના ઉગતા વિચારોમાં ધર્મનાં બીજ રોપવાં; આર્યજનોની પુરાતની વાતોની સંકલના કરવી; પાંડવોનાં પરાક્રમો પોકારવાં; સીતાની સત્યપરાયણતા સિદ્ધ કરવી; રામે રાવણને રોળ્યો તે કહેવું, વિગેરે જેવું હૃદયમાં સ્થિરતા કરી બોધ આપવા સમર્થ થાય છે, તેવું બીજું થતું નથી; એ ધોરણને અનુસાર આ પાઠમાં નૃસિંહની કવિતા દાખલ કરી. આ સુખદુ:ખ મનના ધર્મજ કેવળ છે અને દુ:ખ વ્હોરી લેતાં વ્હોરી લેવાય છે તે દર્શાવવા માટે લોભીઆની વાત કહી ૨૮ મો પાઠ અને ૨૯ મો પાઠ ઉતાર્યો છે. તે વાત આગલી વાંચનમાળાની સુપ્રસિદ્ધ 'નાળીએર વિષેની છે તેમાં તાલમેલ કરી રસિક બનાવી છે, અને છેવટે " સવિતાનારાયણ " નો રચેલ છપ્પો પણ યોગ્ય રીતે બંધ બેસતો આવી જાય છે.

વળી દૃષ્ટિબિંદુ બદલાતું નથી, પણ જરા આગળ પોતાનો સંબંધ ધરાવે છે, અને સ્નેહનું અંગ, પ્રીતિ–અનન્યભક્તિ–દેશદાઝ–વિગેરે સ્વરૂપમાં પડી પ્રતાપ રાણાની ઇતિહાસ માંહેની વાતથી બોધ આપવાનું કાર્ય ૩૦ મા પાઠમાં સફળ કરે છે. દેશભક્તિ કે ગમે તે અન્ય ગંભીર કાર્ય કરવામાં પોતાના કર્તવ્ય–ધર્મો બરાબર રાખવાં જોઇએ, અને તે રાખવા માટે વખતનો નિયમ યોગ્ય રીતે જાળવવો જોઇએ. આ બતાવવા માટે અને તેજ ધોરણ શાળામાં ભણતા વિદ્યાર્થીઓને ગ્રહણ કરાવવા માટે બોધ વચનો ૩૧ મા પાઠમાં ગોઠવ્યાં છે તે પણ સયુક્તિક છે.

પ્રથમ ભાગના પ્રથમ ભાગના માંગલિક પાઠ તરીકે શહેનશાહ ઍડવર્ડ વિષે જ્ઞાન કરાવી, નિર્વહણ સંધિમાં ૫૯ મા પાઠમાં મહારાણી વિક્ટોરિયાની જોઇએ તેટલી પિછાન કરાવી, વચલા ભાગમાં જાણે વસ્તુની પૂર્ણ અભિવૃદ્ધિ સમયે હોય તેવી રીતે ૩૨ મા પાઠમાં રાજ્ય કુટુંબ વિષે બે બોલોથી આવ-

સ્યક ઓળખાણો લેવરાવી છે, તે સાથે રાણી એલેકઝાંડ્રાનું ચિત્ર પણ પાડયું છે. તે અત્યંત સૌંદર્યવાળાં છે, તે અનુસંધાને કોઇ ખોડવાળાં મનુષ્યો હોય, છતાં તેની મજાક ન કરવા વિષે બોધ ૩૩ મા પાઠમાં સમાયો છે. અકબર બાદશાહની વાર્તાઓ જે લોકોમાં પ્રચલિત છે તેનો બોધલાયક સંગ્રહ એ ત્રણ પાઠોમાં ઠીક કરેલ છે; તે પ્રમાણે અહિં ૩૪ મા પાઠમાં મજાક ન કરવા વિષે ૩૩ મા પાઠમાં વ્યાવર્તક-ધર્મ આવ્યો, તે અનુસંધાને મજાક કરવી તો કેવી કરવી તેના ડાહપણથી ભરેલ દૃષ્ટાંતરૂપ કથન બીરબલની કથા ઉપરથી કર્યું છે. જેમ વળી કુદરતી ખોડ તેમ માનુષિક સંસ્થાના બનાવેલ તથા નિર્માણ કરેલ રીત રીવાજો તે પ્રકારમાં ભિન્ન ભિન્ન હોય છે, માટે જે દેશ જે કાળ ને જે અનુકૂળ હોય તે સ્વીકારાય અને વંશપરંપરાને આણ બને તેનું જ્ઞાન મેળવવાની જરૂર છે. સામાન્ય રીતે વેષ-ભાષા વિગેરેના ભેદનું ટુંકું સાધારણ જ્ઞાન આ ધોરણને છાજે, એવું કરાવ્યું છે. રીત રીવાજો ઉપરથી એ બધાં અસ્તિત્વમાં આવ્યા પહેલાંની સંસ્થા-ઋષિ મુનિનો સમય-તેમાં મુખ્ય વર્ણાશ્રમના પ્રશ્ન સાથે જોડાએલ બે-વસિષ્ઠ તથા વિશ્વામિત્ર-ની સાથે ૩૬ મા પાઠમાં ઓળખાણ કરાવી છે. તેમાં ભારે શ્રમ વડે ઉચ્ચ પદવી ઉચ્ચ સિદ્ધિ, ઉચ્ચ સમૃદ્ધિ વિગેરે પ્રાપ્ત થાય છે તે વાત સારભૂત આ પાઠમાં નોખા પેરેગ્રાફમાં બતાવવા જરૂર હતી તે પ્રમાણે બતાવી આપી છે, અને સાથે બોધવચન પણ કર્યું કે ક્રોધ અને માનનો ત્યાગ કરવો કે જેથી કરી દરેકની ઉન્નતિ થવા પામે છે. ભારે શ્રમ કરવો, પણ તે કરતાં હિંમત રાખે જવું. ધિરજ અને આમદના ગુણની સ્તુતિ માટે શિવાજી, લેસેપ્સ, વિલ્બરફોર્સ વિગેરેનાં દૃષ્ટાંતો આપ્યાં છે. નવી વાંચનમાળાના સ્વરૂપમાં આ એક તત્ત્વ ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય છે કે તેમાં ઇતિહાસ તો ઠીક, પણ જન્મ ચરિત્ર પછી ખાનગી પણ નામાંકિત ગૃહસ્થનું, તેમજ ધર્મપુસ્તકો, અને પરચુરણ લોકોમાં પ્રચલિત વાતો, એ બધાંમાંથી જ્ઞાન છટક છટક લીધું છે પ્રતાપ અને તેની રાણીનો ૬૮ મો પાઠ છે તેમાં સાહસ. દેશભક્તિ, ધૈર્ય, ઉદારતા અને અનન્ય સત્યપરાયણતા વિગેરે ગુણોના આવિર્ભાવ થાય છે તેમાં પણ એકજ મુખ્ય અર્થની પુષ્ટિ છે. અને અનુસંધાન પૂર્ણ જળવાય છે, તે ખુશીકારક વાત થાય છે; એજ મુખ્ય અર્થ-"સ્વદેશ પ્રીતિ" ની ૩૯ મા પાઠની કવિતા ને વિષયની પૂર્ણાહુતિ કરી મૂકે છે. નર્મદાશંકરની ભીડાશથી તે રેલમ છેલમ થાય છે અને આખા વિષયને રસપદ કરી નાંખે છે. હિંમત, પરાક્રમ, સાહસ વિગેરે ગુણોની સામેના ગુણો ન બતાવતાં એવા

ગુણો અવળે રસ્તે કેમ વપરાય, અને તેવે અવળે રસ્તે વાપરનાર અકલહીન માણસજ હોય તેનો કપોલ કલ્પિત દાખલો પણ સર્વજનપ્રિય અને પ્રચલિત એવો પસંદ કરી ૪૦ મા પાઠમાં મૂક્યો છે, તે બાળકોને ઘણો વિનોદ કારી નિવડે, એ નિઃશંક વાત છે. આ પાઠમાં વળી અકલહીન માણસ સાથે સ્વકાર્ય સાધવામાં કેવી તરેહથી યુક્તિ વાપરવી પડે છે, તે બતાવ્યું છે. યુક્તિના અનુસંધાને યુક્તિ અને સમયોચિત યુક્તિ, યાને સમય સૂચકતા, કાર્ય વ્યુત્પન્ન મતિ, એ કેમ ઉપયુક્ત કરવી તેનું દ્રષ્ટાંત ૪૧ મા પાઠમાં બળતા ઘરની વાત કહી, બોધ આપ્યો છે. ચતુરાઇ, ડાહપણ એ વિગેરે ગુણોની ઘણીવાર જરૂર પડે છે, માટે તે જેમ બને તેમ અભ્યાસમાં દાખલ કરવા આવશ્યક છે.

વળી કેટલીકવાર આપણે અજ્ઞાન અને અનુભવજ્ઞાનના અભાવને લીધે છેતરાઇ જઇએ ત્યારે ચતુરાઇને ડાહપણ ભરેલી યુક્તિથી વર્તવું પડે છે, એ સૂચવવા સારૂ મૃગજળનો પાઠ ૪૨ મો ઉતાર્યો લાગે છે. મૃગજળ-મૃગતૃષ્ણિકા જેવું સર્વ સાંસારિક જ્ઞાન મિથ્યા છે, તે સર્વ ઉપર ચઢાઇના અસંભવને અનુસંધાને હોઇ, અત્યંતાસંભવ આ મૃગજળમાં છે એમ તારતમ્ય ભાવ પ્રકટ કર્યો દેખાય છે. પરંતુ એ સર્વેનો સામાન્ય જાતિ સંબંધ દર્શાવવા છેવટે ૪૩ મા પાઠમાં " બુદ્ધિનો મહિમા " ચર્ચાવ્યો છે તેમાં " બુદ્ધિ બુદ્ધિ બે પાદ." એ કૌતુક સંગ્રહના ટુચકા જેવી વાર્તા છે તે પંચતંત્રની અને હિતોપદેશની વાર્તાઓ પૈકીની હોય તો ના નહિં; તેમાં વળી ગુમાનધારી અત્યંત હોય તેનો નાશ સત્વર થાય છે, એ સાર સાથે સાથે ખેંચી બોધ કર્યો છે. બુદ્ધિનો મહિમા આધુનિકકાળમાં અંગ્રેજ સરકારનો જેવો સુપ્રસિદ્ધ અને સુવિદીત છે તેવો આપણો નથી. બલ્કે ઘણી થોડી બીજી પ્રજાનો છે, તે નક્કી ઠસાવવા, પાણીના નળનો પાઠ આપી, લોકોપયોગી સગવડ અને સુખનાં કામો કેવી રીતે જનહિત ખાતે કરી શકાય એ બતાવી આપ્યું છે, પાણી સંબંધી સગવડ તથા સુખ ઉપરથી તેની સાથે નિકટ જોડાએલ, આરોગ્ય વિદ્યાના વિષય તરીકે રહેલ, શિક્ષાવચન પાણી અને દૂધ સ્વચ્છ રાખવું અને તે પછી વાપરવું, એ માટે મેલા પાણીનાં ટીપાંનાં ચિત્ર પાડી સ્પષ્ટ કરી બતાવ્યું કે ગંદાં પાણીમાં કેવા રોગનાં જંતુઓની હયાતી રહે છે, અને તે રોગો ભયંકર નિવડે એવી સ્થિતિએ લાવી શકે છે. પરંતુ જેને રામની સહાય તેને શેની નહિં હાય-એ વચન જાણે આની સાથે સાથે ટાંકવાને આશય હોય નહિં એવી રીતે બંધ બેસતી નરસિંહ મેહેતાની સ્થિતિનું ગીત

ગાતી પ્રેમાનંદ કવિની સુવિખ્યાત કવિતા ૪૬મા પાઠમાં દાખલ કરી દીધી છે, આરોગ્ય વિદ્યાના નિયમો ઉપરથી અને તેને પેટાવિભાગે રહેલ પેટ અને અવયવોનો પરસ્પર શું સંબંધ છે, એ વાત "ધી બૅલી એન્ડ ધી મેંબર્સ" ના સંવાદો ગુજરાતીમાં પણ જે અત્યારે ક્યારના અસ્તિત્વમાં છે, તેને ૪૭ મા પાઠમાં પ્રવેશ કરાવી, બાળકોને સમજાવ્યો છે. કેળવણીને આ પગથીએ બાળકોને આવો સહજ શંકાયુક્ત પ્રશ્ન થાય કે ન થાય, પણ તે જો થવા પામે તો તેનો નિર્ણય તેઓ યોગ્ય રીતે કરે માટે આ બોધ કરેલ છે. ખુબી એ કરી છે કે લગભગ સર્વે પાઠોમાં છેવટના પેરેગ્રાફમાં આખા પાઠનો સાર ખેંચી અલગ પાડી રાખ્યો છે કે તે ને પાઠનું તારણ તે તે પેરેગ્રાફમાં સમાઈ જાય; માટે એ પ્રત્યેક શિક્ષકે ધ્યાનમાં રાખી યોગ્ય શિક્ષણ આપવા ચુકવું ન જોઇએ, એવી મતલબની આડકત્રી રીતે ભલામણ છે. એ પ્રમાણે ઇશ્વરની કૃતિ છે; તો કુદરતમાં જ્યાં જ્યાં એવી કૃતિમાં ચમત્કૃતિ રહેલ હોય ત્યાં ત્યાં લક્ષ આપી, અવલોકન કરી, તે જાણી લેવાની વૃત્તિ ઉદ્ભવે માટે મનુષ્ય કૃતિનું દેવાલયોનું દૃષ્ટાંત દેલવાડા સંબંધી આપી, એ પાઠમાં પુરાણાં સ્થાનો પ્રત્યે પ્રીતિનો વિસ્તાર થવા સારૂ, બાળકોને તે વિષે વિનોદ ૪૮ મા પાઠમાં કરાવ્યો છે. પુરાણ સમય પ્રત્યે બચપણમાંથીજ જ્યારે કેવળ કલ્પના નહિં, તેમ કેવળ બુદ્ધિતર્ક પણ નહિં એવી સ્થિતિએ બાળકને કેળવણી લેવાની હોય છે, અને જ્યારે દૃષ્ટાંત વડે નીતિનો બોધ આપી શકાય છે, ત્યારે આ રીતિ ગ્રહણ કરવી ઠીક પડે છે, અને તેજ વખતે જે તરફ મન વાળવામાં આવે તે તરફ મોટપણે સહજ વળી શકે છે. આ કારણથી પુરાણસમયનાં શાસ્ત્ર, કૃતિ, ક્રિયા, વ્યાપાર ઇત્યાદિ તરફ છોકરાંઓની અભિરૂચિ કરાવાય, તો તેનો લાભ અમાપ થાય તેમાં કાંઈ નવાઈ સરખું નથી. ઇશ્વરની કૃતિ અને મનુષ્યની કૃતિ, અનુકરણ કરનારી, અને અનુકૂળ હોય તેવી જ રાખેલ છે, અને તેની પ્રત્યે પ્રીતિ તેમ માનની દૃષ્ટિ કરાવાય છે. ઉપરાંત સમાપ્તિ પ્રકરણ તરીકે ૪૯ મા પાઠમાં એ વિષયને જ લગતી "ઇશ્વર સ્તુતિ" દાખલ કરવામાં આવે છે તેમાં સંસ્કૃતરૂત છે, તેની સાથે આધુનિક કવિતાની રચના છે, એ સ્પષ્ટ લાગે છે. આ વાંચનમાળામાં પૂર્વ-પશ્ચિમનો સંયોગ; સાંપ્રતનિક-સાર્વત્રિક કથનોનો સર્વ દેશીય રીતે સંયોગ, વિગેરે અનેક માન-માપ-ધોરણો જાળવવામાં આવ્યાં છે, તે નિઃસીમ ચતુરાઈનું ફળ છે. ઇશ્વર સ્તુતિમાં મનુષ્યોને ઉપયોગિતા—ઇશ્વરની; અને ઇશ્વરને અગાધ, નિર્લેપ સ્વરૂપે વર્ણવે તો આ અવસ્થાએ બાળકોને નીરસ થાય માટે, ઇશ્વરને

મનુષ્ય વ્યવહાર સાથે સંકળાયેલજ રાખવો પડેલ હોઈ તદનુકૂળ કવિતા દાખલ કરી, કે જેથી પ્રાર્થનાનું સ્વરૂપ ઘટતું બંધાઇ શકે.

ઉપર બતાવેલ મુખ્ય અર્થમાં ચિત્રાએલ, પ્રધાન ભાવે રહેલ બે ત્રણ ગુણો આ વાંચનમાળામાં છે, કે જેને પાઠ રૂપે વર્ણવાયા છે. (૧) પ્રીતિ—દેશ, જનસમાજ, ઈશ્વર પ્રત્યે-(૨) સાહસ, હિંમત, શૌર્ય, ધૈર્ય; (૩) સત્ય, પ્રમાણિકપણું ઈત્યાદિ. હવે તે પ્રમાણે અવાંતર ભાગો વિવિધ છે, એમ ઉપર પણ આટલી રીતે યોગ્ય સ્થળે સૂચવવામાં આવ્યું છે તે મુજબ, અગર જો કે અહિં ૫૦ મા પાઠેથી અવાંતર ભાગ પૃથક કરીએ તોપણ પ્રધાનભૂત અર્થ તો એકજ રહે છે. રાજા ભોજની દેશ-ભક્તિ, પર ઉપકારપણું, વિદ્યા-રૂચિ-વિનય-શાલીનતા વિગેરે ગુણોનો ઉત્કર્ષ બતાવી, એ પાઠમાં આપણા વડીલો અને પ્રાચીનકાળના વિદ્વાનો દેશની ભાષા-સંસ્કૃત પ્રત્યે કેટલા માન અને પ્રીતિપૂર્વક વર્તતા તે સ્પષ્ટ થવા સારૂ દષ્ટાંતો સહિત એ નામાંકિત રાજાનું વર્ણન કર્યું છે. ઉપરાંત વળી આ પાઠમાં પ્રજાનો ધર્મ એ રાજાનો ધર્મ; પ્રજાનું સુખ એ રાજાનું સુખ; અને પ્રજાનું પાલન કરવું એ રાજાનો કર્તવ્ય ધર્મ છે, એમ વાર્તા રૂપે બતાવી આપ્યું, તેમાં આગળ પ્રમાણે અહિં પણ હાસ્યજનક વાર્તાઓ જ પસંદ કરવામાં આવી છે, એ ખાસ નવીન વાંચનમાળાનું સ્વરૂપ છે. કપોળ કલ્પિત પણ હોય તો તેની ચિંતા નહિ, એવું છેક નથી થવા દીધું, એ વાત પણ અચૂક સમજવાની છે; લોકમાં પ્રચલિત વાતોનો પુનરુદ્ધાર કરવા પ્રયત્ન છે, એ તો સ્પષ્ટ રીતે લાગે છે. હવે રાજાના ધર્મો વર્ણવતાં " ગામ વસાવવા " વિષે શું કર્તવ્યતા હોવી જોઇએ, એ ૫૧ મા પાઠમાં આવે છે. આ હકીકત પૂર્વ કરતાં પશ્ચિમ સંબંધે ઉપયોગી થઈ પડશે, એમ છેક માનવાનું કારણ નથી. કાંકે પશ્ચિમમાં, અગર જો, નવાં ગામ વસાવવાની colonization સંબંધે ઘણી વિસ્તારવાળી હકીકત અમેરિકા વિગેરેના ઇતિહાસના અભ્યાસ સમયે ઉપયોગી થઇ પડવા બાળકોને સંભવ છે, તથાપિ આપણા વેદના સમયથી આરંભીને તે છેક આખો હિંદુસ્થાન વસ્યો ત્યાં સુધીમાં પણ એ હકીકતો કાંઈ ઓછી ઉપયોગી નથી, તે સહજ સમજાશે. આધુનિક સમયમાં પણ એની ઘણી જરૂર છે, તે ખેતીવાડીની ક્રિયા ઉપર વ્યાપાર, રોજગાર ઉપર વિગેરે વ્યવહારના અનેક પ્રકારો ઉપર આધાર રાખે છે, તે સર્વેના જાણવામાં છે. તદનુસાર આ પાઠમાં આવશ્યક વ્યવહારાનુકૂલ વિષયો દાખલ કર્યા છે, આ પછીના ૫૨ મા

પાઠમાં પણ અવાંતરવિષય, રાજધર્મ-દેશપ્રીતિ-પુત્રવાત્સલ્ય-પિતા પ્રત્યે પ્રીતિ ધર્મ-વિગેરે જે જે અનેક સ્વરૂપે તેના પણ પેટા વિભાગો થઇ શકે, તેનું એક સાર ભૂત એક એક પાઠમાં વિવેચન યોગ્ય ગણ્યું છે. આમાં ત્રીજા પાઠનું સ્મરણ કરાવે, અને ભીમસેનના ઉદારપણાનો ખ્યાલ આપે, એવું, ઐતિહાસિક ચિત્ર તે વખતનું ત્રીજા પાઠમાં આવેલ હોવાથી, અન્યદ્વારા, અર્થાત્ પુરાણ ગ્રંથોમાંથી તેજ ચિત્રને પુષ્ટિકારક નિવડે તેવું ભીષ્મ પ્રતિજ્ઞાની વાર્તા વડે વિનોદકારક ચિત્ર પાડયું છે. તેમાં રામચંદ્રના જેવી પણ નહિં એવી અન્યજાતીય સેવા પિતા તરફ ભીષ્મે બજાવી' તેની કથા કરેલ છે. આ વિષય હવે રાજાના ધર્મનો આવ્યો માટે તેને અનુકૂળ પ્રસંગ આવે છે; તે પ્રમાણે ૫૩ મો પાઠ, પુરાણ ઇતિહાસમાંથી સોમનાથના દરવાજાના કમાડ મહમુદની લઇ જવાની તૈયારીને હેવાલ કહે છે, તે સમયે દેશ-દાઝ, રાજસેવા કેવી બતાવી તેનું વર્ણન કરી, વાર્તા પૂરી કરી વાળી છે. અસલ આપણી કેવી સ્થિતિ હતી, દેશની સ્થિતિ કેવી હતી, અને આંતરિક તેમ બહારની વ્યવસ્થા કે અવ્યવસ્થા હતી, તે વિગેરે વિષયોનું સહેજ સહાજ જ્ઞાન વાર્તારૂપે આ પગથીએ થવા જરૂર છે માટે આવા આવા પાઠો દાખલ કર્યા જણાય છે. વળી એજ કારણે સુરતમાં અંગ્રેજો આવ્યા ત્યારે પ્રથમ શું કર્યું, અને આપણે તથા તેઓની સ્થિતિ શું શું હતી તેની પ્રતીતિ થવાં સારૂં ૫૪ મો પાઠ છે. ઇતિહાસનું જ્ઞાન એમને એમ નીરસ લાગે અને છેવટે શુષ્ક હોઇ સ્મરણશક્તિ માત્ર ઉપરજ આધાર રાખવો પડે અને બુદ્ધિની ખીલવટ નજ થાય, તે જ્ઞાન કાયમ ટકી શકે નહિં. એ આશયથી આ વાંચનમાળાના ચોથા વિભાગમાં—કે જેનું અવલોકન કરવા હાથમાં લીધું છે તેમાં—તો એવા વિષયોનું જ્ઞાન વાર્તા રૂપે હોઇ સચોટ ટકી રહે છે એ નિર્વિવાદ છે.

આટલો વિનોદ કરાવી, બુદ્ધિ કેળવી, તર્કશક્તિને વ્યાયામ આપી, કલ્પનાશક્તિને તીવ્રપણે તાજી કરી, તેને અને શામળભટની ચોપાઇ-દોહરાવાળી સમસ્યા મૂકી તે દિશાનું દર્શન કરાવી, બાન કરાવાય તો અયોગ્ય નહિં કહેવાય; વિશેષે કરીને નવીન વાંચનમાળાનો હેતુ જ્યારે ધોરણ ઉચ્ચતર કરવાનો છે, ત્યારે તો અવશ્ય એમ કરવું ઠીક લાગશે. તેના ખુલાસા તે તે કડીના પાઠોમાંજ સમાયા છે તે પણ સ્પષ્ટ છે. 'સમસ્યા ઉપરથી તુરત સ્મરણ માં આવે એવો વિષય " પત્ર વ્યવહાર " તે ૫૬ મા પાઠમાં સમાવ્યો;

અને ઉપરાંત રાજ્યસત્તાએ પુરાં પાડેલ લોકોપયોગી કામો પૈકીનું આ એક મુખ્ય છે કે જેને લીધે મનુષ્ય જાત દિશા અને કાળ ઉપર અમુક અંશે જય પ્રાપ્ત કરી શકેલ છે, તેની સાથે નિકટ સંકળાયેલ, છતાં પણ માત્ર બાળકોને જ ઉપયોગી બને તેવી રીતે, કાગળ લખવામાં મુખ્યત્વે કરી સંભાળ રાખવાની સૂચનાઓ દાખલ કરી, એ પાઠ પૂર્ણ કર્યો છે, તે પણ માત્ર ગુજરાતી ભાષાના પત્ર વ્યવહારને ઉદ્દેશી થયેલ છે. દેશનો રાજા તે ગામડાંના કે અનેક શેહેરોના રાજાથી અધિક ઐશ્વર્યવાળો; પરંતુ "મેઘરાજા" તો આખા જગતના ચક્રવર્તિ રાજા કરતાં પણ અધિક શૌર્ય અને ઐશ્વર્યવાળો હોઈ, તેના વર્ણન માટે, કવીશ્વર નર્મદાશંકરની વાણીમાં ગવાયેલ કવિતા પ૭ મા પાઠમાં ઉતારી છે; અને તે પછી પૂર્ણાહુતિ-નિર્વહણ-સંધિ-માટે આપણાં મરહૂમ જગન્માન્ય સાર્વભૌમ મહારાણીજીના ચિત્ર સહિત, તેની હકીકત બતાવી, બાળકોને નિકટતા રાજા-પ્રજાના સંબંધની દર્શાવી દીધી-તેનો અને પ્રથમ વિભાગનો સફળ થોપ વર્તાવવા માટે પ૮ મા પાઠમાં રાજગીત મૂકી, એ ભાગનો અંત આણ્યો છે.

( અપૂર્ણ. )

શંભૂપ્રસાદ શિવપ્રસાદ મ્હેતા.

# કંઈકા.

## ૧.

## રાજનીતિ.

દશમાં સૈકાની શરૂઆતમાં હિંદુસ્તાનમાં ન્હાનાં ન્હાનાં અગણિતસ્વતંત્ર રાજ્યો સ્થપાયાં હતાં. સ્વાર્થી, હીનબલ અને વિલાસપરાયણ રાજાઓ પોતાના દરબારમાં મોજશોખમાં વખત ગાળતા હતા; તેનો લાગ જોઈ મૂસલમાનો ધીરે ધીરે પંજાબ પ્રદેશપર પોતાની સત્તા જમાવતા જતા હતા.

આપણે જે વખતની વાત કરીએ છીએ તે વખતે બુંદેલખંડની ગાદીએ ચંદેલ વંશના રાહિલ રાજાનો પુત્ર હર્ષદેવ હતો. તે આર્ય હો કે અનાર્ય પણ ત્હેના હૃદયમાં સ્વદેશપ્રીતિ જાગૃત હતી. શા ઉપાય યોજીએ તો ભારતવર્ષ પરદેશીઓના હુમલાથી નિર્ભય રહે ત્હેનો તે રાતદિવસ વિચાર કર્યા કરતો. સરહદના પ્રદેશોનું રક્ષણ કરવા માટે દેશનું સમગ્ર બળ એક મહારાજાના હાથમાં આરોપાવું જોઈએ; એ હેતુ લક્ષમાં લઈ ત્હેણે દેશોદેશ રાજાઓપર દૂત મોકલ્યા, પણ ત્હેના અભિપ્રાયને કોઈએ દાદ દીધી નહિ.

ભારતવર્ષનો પુણ્યસંચય તે વખતે ઘણો ઉણો હતો; એટલે નરવીરો પણ ત્હેનો ઉદ્ધાર કેવી રીતે સાધી શકે! રાજા હર્ષદેવ એક દિવસ પંડિતો અને સુભટોની સભા ભરીને બેઠા હતા. ભાટ ચારણોએ હમેશ મુજબ રાજાના સ્તુતિગાનો લલકારવા માંડ્યા; પણ હર્ષદેવે ત્હેમને મના કરી કહ્યું: "એક બુંદેલખંડ જેવડા ન્હાના પ્રદેશના અધિપતિને 'સસાગરા પૃથ્વીનો અધીશ્વર' કહી અપમાનિત ન કરો."

ભારત સામ્રાજ્યનો સંદેશ લઈ ગયેલા દૂતો એકે એકે દેશોદેશથી પાછા આવવા લાગ્યા. કનોજ જઈ આવેલા દૂતે કહ્યું.—" મહારાજ! કનોજપતિ મહેન્દ્રપાલ દેવે ત્હેમના સભાપંડિત અને કવિ રાજશેખરની રચેલી વિદ્ધશાલભંજિકા મોકલાવી છે અને ત્હેના મુખપૃષ્ઠ ઉપર આપના સંદેશાનો ઉત્તર પોતાને હાથેજ લખી દીધો છે.

રાજાએ ગ્રન્થ હાથમાં લઇને જોયો તો ઉપર લખેલું હતું:—काव्यशास्त्रविनोदेन कालोऽगच्छति धीमताम्। હર્ષદેવે તે પર અણગમો બતાવી મ્હોં મરડ્યું. તેવામાં બીજા એક દૂતે આવી રાજાના ચરણમાં એક પત્રિકા ધરી.

રાજાએ પોતે પત્રિકા ઉકેલી વાંચી જોઇ. ચેદીરાજ કલચૂરી વંશના રાજા મુગ્ધતુંગ પ્રસિદ્ધ ધવલે લખ્યું હતું, કે "પોતે હમણાં લડાઇમાં રોકાયેલ છે અને પૂરતી સત્તા ધરાવે છે; મ્લેચ્છો તથા યવનોને ન્હસાડવા જેટલુ બળ ત્હેનામાં છે તેથી તે બીજા રાજાઓ સાથે મળીને માથુ નમાવવા ઇચ્છતો નથી."

આ વાંચી રાજા હર્ષદેવે પોતાના વૃદ્ધ મંત્રીને હસીને જણાવ્યુ, કે:– "આનું નામજ વિનાશકાળે વિપરીત બુદ્ધિ" ન્હાનકડા એક કોશલ રાજ્યને હરાવીને તથા પૂર્વ કિનારાના ક્ષુદ્ર પ્રદેશો છતી લઇને કલચૂરી રાજા કેવો ફુલાઇ ગયોછે.

આ વખતે ચોલ રાજ્યમાં વીરનારાયણ ઉર્ફે પરાન્તક દેવ કરીને રાજા રાજ્ય કરતો હતો. તે કેરલરાજનો જમાઇ હોવાથી ત્હેની મદદ વડે પાંડ્ય રાજને હરાવી લંકા સુધી વધ્યો હતો, અને ત્હેના રાજા કસ્સપ (કાસ્યપ) પાંચમાને નમાવ્યો હતો. એથી હર્ષદેવને ખાતરી હતી કે તે કદાચ આખા દાક્ષિણાત્ય પ્રદેશનો એક રાજા થઇ શકશે. ત્હેને અભિનંદન આપવા પોતાનો દૂત મોકલ્યો અને સાથે એક ભારત સામ્રાજ વિષેની પોતાની ઇચ્છા પણ જણાવી; પણ પરાન્તક દેવે જણાવ્યું કે 'ઉત્તર ભારત ત્હેનાથી ઘણે દૂર છે.'

હર્ષદેવે પણ તે પરથી નિશ્ચય કર્યો કે પ્હેલાં આજૂબાજૂના નજદીકના રાજાઓનાં અભિપ્રાય જાણી લઇ પછી કાંઇ પગલાં ભરવાં.

---

૨.

મગહલ્લા.

લૂણી નદીનું જલ ઘણું મીઠું અને શીતળ છે. અજમેરમાં હમણાં જ્યાં તારાગઢ છે ત્હેની દક્ષિણ દિશાએથી લૂણી નદી વહેતી હતી તે વખ-

તની આપણે વાત કરીયે છીએ. પ્રભાતના પરોઢમાં નદીના શીતળ જળમાં સ્નાન કરી કુમારી કંછુકા દેવમન્દિરમાં ગઈ. આજના રસિકજનોને કંછુકા નામ સારૂં નહિ લાગે પણ તેથી ઐતિહાસિક નામ બદલી શકાય નહિ.

નામ ગમે તેવું હો પણ કુમારી ઘણી સુન્દર હતી; કેમ કે ત્હેને દેવ-મંદિરમાં પ્રવેશ કરતી જોઇને જ એક સૌમ્યમૂર્તિ યુવાન સન્યાસી દેવપૂજાના મન્ત્ર વીસરી જઈ નીચેનો જાપ જપતામાં ગણગણવા લાગ્યોઃ—

कतककमलकान्तैः सद्य एवाम्बुधौतैः
श्रवणतनिटापिक्तैः पाटलोपान्तनेत्रैः ।
उपसि वदनविम्बैरंससंसक्तकेशैः
श्रिय इव गृहमध्ये संस्थिता योषितोऽद्य ॥

આ વખતે અજમેરમાં ચાહમાન અથવા ચોહાણોની સત્તા તાજીજ જામવા માંડી હતી. રાજા ગોબકનો પુત્ર ચંદન ગાદીપર હતો; કુમારી કંછુકા તે રાજા ચંદનની બ્હેન હતી.

સુન્દરી દેવને અર્ધ્યાંજલિ આપી સન્યાસીને ચરણે પડી. સન્યાસી ચમકીને એકદમ ખડો થઈ ગયો અને બોલ્યોઃ—" હું આપના પ્રણામ સ્વી-કારવાને યોગ્ય નથી; અને ખાસ કરીને આ મન્દિરમાં તો તે દેવતા સિવાય નમવા જેવું કોઈ ન ગણાય. "

શબ્દો શું કંઠના ગુણથીજ મીઠા લાગે છે!

સન્યાસી સાથે વાત કરવાની કોઇને મના હતી નહિ.

કુમારીએ હસતે મ્હોંએ જવાબ આપ્યોઃ—" ખુદ ચોહાણપતિ પોતે આપના ભક્ત છે તો પછી ત્હેની બ્હેન આપને નમે ત્હેમાં શું ખોટું ! "

સન્યાસી આ પરિચય સાંભળી પ્રસન્ન થયો. કુમારી પ્રગલ્ભા છતાં ત્હેનાં આંખો મુગ્ધા દીસતી હતી. સન્યાસી તરફ ફરીને વાત કરતી વખતે પાંપણો ઉંચી થતી અને સુકોમળ દષ્ટિપર પાછી ઢળી જતી તે સાથે સન્યા-સીનું માથું ચકરી ખાઈ ગયું. સન્યાસીને લાગ્યું કે ત્હેનો પ્રાણ જાણે પોતાનું પુરૂષાર્થ વસોણ્દ નષ્ટ યુવતીના તીક્ષ્ણ કટાક્ષના ચક્રમાર્ગે થઇ સૌન્દર્યના

નવમંદિરમાં પ્રવેશ્યો. સુન્દરીએ પોતાની પાંપણો તો ફરી ઉંચી કરી ઉઘાડી પણ પડી ગયેલો સન્યાસીનો પ્રાણ પાછો ફર્યો નહિ.

આ પ્રસંગ પછી રાજકુમારીની તે દેવપરની ભક્તિ ઘણી વધી પડી. તે હવેથી દરરોજ એ વખત મંદિરે જવા લાગી અને કોઈ કોઇ વખત તો ઉતાવળમાં સાથે દાસીને લેવાનું પણ ભૂલી જતી.

એક દિવસ સન્યાસી મંદિરના પગથીઆમાં બેસી ડાબો હાથ આંખ આગળ આવરી માનસપૂજામાં લીન થયેલો હતો તે વખતે કંચુકા કુમારી સાં ધીરાં ધીરાં ડગ ભરતી આવી પહોંચી. સાયંકાળની આરતી માટે હજૂ મંદિરનાં દ્વાર ઉઘડ્યાં નહોતાં. સન્યાસી ધ્યાનમુક્ત થયા અને નમ્રસ્વરે કુમારીની કુશળતા પૂછી. કુમારીએ કહ્યું:—"હું સન્યાસધર્મ ગ્રહણ કરાશ અને આપની શિષ્યા બનીશ." તે પછી બન્નેમાં શું વાતચિત થઈ તે ઇશ્વર જાણે; પણ મંદિરદ્વાર ઉઘડ્યાં તે પહેલાં ત્હેનાંમ હૃદયનાં દ્વાર તો ખુલી ગયાં હતાં.

તે પછી સન્યાસી રાજસભામાં ગયો અને જણાવ્યું કે તે પુરોહિત થઇ કુમારી કંચુકાના વેવિશાળ બુંદેલખંડના અધિપતિ હર્ષદેવ સાથે કરે છે. ચંદન રાજાએ તે વાત કબૂલ રાખી અને સન્યાસી લુણીના જળમાં સ્નાન કરી આહ્નિક આટોપી અજમેરથી ચાલી નીકળ્યો; પણ લુણીના મીઠાં શીળાં પાણીને કદી વિસરી શક્યો નહિ.

---

## ૩.

## રણક્ષેત્રમાં.

સંધિ કબૂલ ન થાય તો યુદ્ધ ચાલૂ થાય એ રાજનીતિ મશહૂર છે.

બુંદેલપતિ હર્ષદેવે બુંદેલખંડને આખા ભારતનું કેન્દ્રસ્થાન બનાવવાના હેતુથી ન્હાના ન્હાના ઘણા રાજાઓ સાથે યુદ્ધ કર્યા હતાં. એમ ઘણી જીતો મેળવ્યા પછી ચેદીવંશના કલચૂરી રાજા સાથે લડાઈ શરૂ કરી. ગર્વિષ્ટ રાજા મુગ્ધતુંગ પ્રસિદ્ધ ધવલ તે વખતે વિદેહ થયા હતા અને ગાદીપર ત્હેનો પુત્ર બાલહર્ષ

હતો. મધ્યપ્રદેશમાં હાલ જે સગર જીલ્લો કહેવાય છે તે ચેદી રાજ્યનો મુખ્ય ભાગ હતો. તે સગર જીલ્લાની ઉત્તરે અને બુંદેલખંડની દક્ષિણે શાહગઢ આગળ આ લોકોનું સંગ્રામ જામ્યું હતું.

યુદ્ધયાત્રાને પ્હેલે દિવસે દેવીની પૂજા પછી રાણી કંછકાને મૂર્છા આવી. મૂર્છામાં સ્વપ્ન જોયું કે રાજા જાણે તેજ તેજથી મંડિત મેઘાડંબરમાં બેઠા છે અને તે જેમ જેમ રાજાના ચરણ સમીપ જાય છે તેમ સિંહાસન દૂર હઠતું જાય છે. મૂર્છા વળતાં રાણીએ પ્રતિજ્ઞા લીધી કે રણક્ષેત્રમાં પણ પોતે રાજાની સાથે રહેશે, રાજાએ તે નિશ્ચય જાણી ઘણોયે નિષેધ કર્યો પણ રાણીએ માન્યું નહિ. કંછકા જરી હસીને બોલી:—

" સન્યાસી મહારાજ ! ચોહાણની કુંવરી યુદ્ધ જોઈ કદી ભ્રમ પામતી નથી.

લગ્ન પછી રાણી કંછકા રાજા હર્ષદેવને સન્યાસી મહારાજજ કહ્યા કરતી.

શાહગઢના રણક્ષેત્રયુદ્ધનું કોલાહલ મચી રહ્યું. ફાગણ શુદ તેરશને દિવસ મધ્યાહ્નને લડાઈની શરૂઆત થઈ, અને સંધ્યાકાળ પડતાં સુધી કોઈ પણ પક્ષની હારજીત સમજાઈ નહિ. સહસા રાણીના મનમાં કંઇ ઉત્કંઠા થઈ આવી અને તે વધારે વાર હવે છાવણીના તંબુમાં બેસાઈ રહી શકી નહિ. યુદ્ધનો સાજ ધારણ કરી ઘોડાપર સવાર થઈ અને છાવણી સાથેના પચાસેક પાળાઓ લઈ " જય ! ચંદેલપતિનો જય ! " ની હાકલ ગજાવતી પોતાની ટુકડીમાં શૂરાતન પ્રેરતી દુશ્મનોના લશ્કરપર પાછળથી હુમલો કર્યો. રાતને વખતે નવું લશ્કર આવી મદદવાથી કલચૂરીના પક્ષનું થાકી ગયેલું લશ્કર રણમાંથી ભાગવા માંડ્યું, અને " મારો ! મારો ! " બુમો સાથે બુંદેલખંડના લશ્કરે તેમનો પીછો લીધો. રણક્ષેત્રમાં જય મેળવ્યા પછી રાજાને રાણી સાથેજ પાછાં ફર્યાં. રાણીના હુકમ પ્રમાણે તરતજ ચાંદનીમાં ઉઘાડા આકાશ નીચે એક શય્યા તૈયાર કરવામાં આવી. તેમાં યુદ્ધનો પોશાક ઉતાર્યા સિવાયજ રાજા હર્ષદેવ સુતા, રાણી રાજાની એક પાસે બેઠે છે તેટલામાંજ વૈદરાજ આવી પહોંચ્યા. પરંતુ રાજાએ સ્થિર ભાવે જણાવ્યું કે ચિકિત્સાથી હવે લાભ થાય તેમ નથી. છતાં પણ રાણીના આગ્રહથી વૈદ રાજાની છાતી

ઉપરના ઘાને ઔષધ લગાડયું, અને રાણીએ પોતાને હાથે ઔષધ પાઇને પતિના મુખપર સ્નેહનું ચુમ્બન કર્યું. રાજા હર્ષદેવે પત્નીનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યુઃ—એક આગ્રહ મ્હારો ત્હારે માન્ય રાખવો પડશે. ત્હેતું પ્રતિજ્ઞા પૂર્વક કહે કે મ્હારી પાછળ ચિતામાં પડી તું પ્રાણુ ખોઇશ નહિ.

દેવીએ ગળગળે કંઠે કહ્યુંઃ—દેવતા, રમણીજન્મના ખરા સુખથી મ્હને કયા અપરાધને લઈ દૂર કરો છો?"

રાજાએ બન્ને હાથ રાણીના કોમળ કંઠે ભરવી કહ્યુંઃ—" દેવી, ઇશ્વરે આપેલા જીવનને આત્મહત્યાથી ખોવાનો કોઇને પણ અધીકાર નથી. સુખની આશા ભલે તજી દે અને દુઃખ સહન કર. એમાં જીવનનું ખરૂં ગૌરવ છે. જે મન્ત્રની લ્હાણીને તીરે મ્હેં દીક્ષા લીધી હતી, તેજ મન્ત્રથી કુમાર યશોવરમાને દીક્ષીત કરજે. પુત્રની માતા તરીકે મ્હારી કામના પૂર્ણ કરવા સારુ સતી નહિ થતાં જીવન ધારણ કરજે.

રાણીના હુકમથી કુમાર યશોવરમાને બોલાવી લાવવા સ્વારો છૂટયા.

---

## પરિશિષ્ટ.

એપિગ્રાફિકા ઇન્ડિકામાં સંગ્રહાયેલા શિલાલેખો પરથી જાણી શકાય છે, કે રાજા હર્ષદેવની ઇચ્છા રાણી કંછકાએ ઘણે અંશે પૂરી પાડી હતી. કુમાર યશોવર્માએ માતા પાસેથી યુદ્ધ દીક્ષા લઈ, ગૌડ, ખસ, કોશલ, કાશ્મીર, મિથિલા, માલવ, ચેદી, કુરૂ અને ગુર્જર વગેરે દેશો જીતી લીધા હતા.

તિબેટના ( ભોટ ) રાજા પાસેથી કનોજના રાજાને એક મૂર્તિ મળી હતી, તે કૈલાસથી આણવામાં આવી હતી એવી દંતકથા છે. ઇ. સ. ૯૪૮ યશોવર્માએ તે દેવમૂર્તિ કનોજથી પોતાના રાજ્યમાં આણી અને વૈકુંઠ નામનું મંદિર બાંધી ત્હેમાં ત્હેની સ્થાપના કરી. પિતા માતાનો વૈકુંઠમાં વાસ થાય એવી કામનાથી યશોવર્માએ એ મંદિર બંધાવ્યું હતું એમ કહેવાય છે.*

---

* વિજયચન્દ્ર મજુમદારની એક બંગાળી કથા ઉપરથી.

# મોતિ મિનાર.

## પ્રકરણ ૩ જું.

### દલિયા.

ચાંદની રેલી રહી છે. વિશાલ પ્રકૃતિ ઉપર શુદ્ધ અનાવિલ તરલ તેજ-ધારા વર્ષી રહી છે. આકાશમાં નક્ષત્રમંડલ મધ્યે શશાંક ચન્દ્ર વિલસી રહ્યો છે. પ્રકૃતિ તો જાણે સુમધુર ઉત્સવ ! તે શુભ્ર જ્યોત્સ્ના નીચે શુભ્ર મલ્લિકા ખીલી રહી છે. તેજ જ્યોત્સ્નાસાગરમાં તરતાં ચકોર આમ તેમ ઉડી રહ્યાં છે. પણ શાહજાદો મહમ્મદ હૃદયમાં કેવલ અંધકાર લઇનેજ બાહારગઢના રાજમાર્ગ પર થઇને વિષણ્ણને ચાલ્યો જાય છે.

શાહજાદાએ જોયું તો પોતે જે જગાએ ઘોડો બાંધી ગયો હતો તે જગાએ તે નહોતો. ધાર્યું કે બાહારગઢના કોઈ સિપાહીએ તે ચોરી લીધો હશે. ગંભીર રાત્યના શત્રુના શહેરમાં અત્યારે તે હવે એકલોજ હતો. જાન બચાવના હથિયાર તરીકે જુલીયાએ આપેલી એક કટારજ પાસે હતી. ધીરે ધીરે સુબેદારના કિલ્લાની સરહદ વટાવીને બહારના પ્રાન્તરમાં આવી પહોંચ્યો. અહીંથી પાંચેક કોસને છેટે ત્હેના પિતાની છાવણી પડેલી છે.

શાહજાદાનું હૃદય અત્યારે શૂન્ય છે. જાણે ત્હેમાંથી કાંઈ કોઇએ કહાડી લીધું છે; અને જેણે લઇ લીધું છે ત્હેણે બદલામાં પાછું કાંઈ મૂક્યું નથી. દૂત તરીકે પોતાનું નીકળવું, પોતાની ફરજ, પિતાનો હુકમ એમાંથી કાંઇએ અત્યારે ખ્યાલમાં હતું નહિ. હૃદયમાં ફક્ત એકજ ત્હેની રૂપશિખા ધીક ધીક બળી રહી હતી. એને મેળવાય તો બધી આશા પૂર્ણ થાય. હવે સર્વસ્વ એમાંજ આવી રહેલું જણાવા લાગ્યું. રાજ્ય, સિંહાસન, કર્તવ્ય બધું ગમે તો બલે બળીને ભસ્મ થાવ !

પેલી જુલીયા! અહા એ જુલીયાના ખુબસુરત ચહેરાપીજ શાહજાદાનું જીગર અત્યારે જડાયલું છે. જુલીયાને જોઇને ત્હેનાં પિતા સુબેદાર નજફખાંનું અપમાન વિસારે પડ્યું; અને સાથે કર્તવ્ય વિસાર્યું. જુલીયાએ ત્હેને જીવતદાન આપ્યું, કેદમાંથી છુટકારો કર્યો, પણ હૃદય લઈ લીધું.

આગળ વન આવીને ઉભું. હવે તે કેવી રીતે વિના વાહને પાર કરવું એ સવાલ મહંમદને મુંઝાવા લાગ્યો. પરસેવાથી શરીર આખું ભીંજાઈ ગયું હતું અને થાકથી અવયવના સાંધા ઢીલા લાગતા હતા.

સહસા પાછળની બાજૂએથી ઘોડાઓની ખરીના પડઘા સંભળાયા. કુમારે પાછું વાળી જોયું. કોઈ પૂરપાટ ઘોડો મકતું પછાડી દોડતું લાગ્યું. શાહજાદાએ ધાર્યું કે વખતે નજફાલીના સ્વારો કદાચ ત્હેને પકડવા છુટ્યા હોય. પણ કોઈ દેખાયું નહિ.

વળી થોડી વારમાં કોઈ લલિત અને ઉન્મત્ત સ્વર લહરી કાનપર અંથડાઈ. કાન માંડી શાહજાદાએ સાંભળ્યું. કોઈ જાણે ઘણા મીઠા સુરથી એટલી રાત્રના ગાતું ગાતું તે તરફ આવે છે.

આ ચાંદનીમાં આવી રીતે સર ઘૂંટીને ને વળી આવી જગામાં ઘોડે ચ્હડીને કોણ ગાતું હશે એ જાણવાનું મહંમદને કુતુહલ થયું. સહસા એક સવાર નજીકમાં આવી પહોંચ્યો અને ગાન બંધ પડ્યું. ત્હેણે ફરીથી જ સાદ કર્યો:—

"કોણ જાય છે એ ?"

શાહજાદાએ સ્હામાં પૂછ્યું:—"તમે કોણ છો ?"

"હમે ગમે તે છીએ,—ચોરની માફક ન્હાસી ભાગનાર તું કોણ છે તે એકદમ કહે."

મહંમદે જરા નજીક આવી કહ્યું:—"મગજમાં ખૂમારી લાગે છે; પણ વધારે કરીશ તો તે ઉતારી નાંખવી પડશે. પછી ખબર પડશે હું કોણ છું ત્હેની."

શાહજાદાએ જોયું તો તે સ્વારવાળો ઘોડો ત્હેનો પોતાનોજ હતો, તેથી કહ્યું "આ ઘોડો મ્હારો છે; બદમાશ, તેં ત્હેં ક્યાંથી લીધો ?"

સવારે જવાબ આપ્યો:—"ગમે ત્યાંથી લીધો ત્હેની પંચાત મૂકી દે. ત્હને પકડવાને હમે આવેલ છીએ, ગુસ્તાખી મૂકી તાબે થા. ઘોડાની વાતની ત્હને શું મતલબ !"

" અરે ભાઈ તું એકલોજ છે કે, છે કોઈ ત્હારી સાથ બીજાએ જણ ?"

" એ વાત પછી પ્હેલાં હમારી સાથે ચાલો. નજફઅલીખાંએ ત્હમને પકડવા મોકલ્યા છે. ત્હમને કેદ કરવાથી તેઓ પશ્ચાત્તાપ કરે છે. "

" ત્યારે મહેમાનગીરી કરવા સારૂં તેડાવતા હશે. "

" તે ખુદાને માલૂમ. પ્હેલાં તો પાછા ફરો. નહિ તો કેદ કરી લેવા પડશે. ઔરંગઝેબનો બચ્ચો આમ કાયર હશે એની ખબર ન હતી. "

શાહજાદાનો આ વખત મીજાજ હાથથી ગયો. ત્હેણે તલવાર મ્યાનથી બ્હાર કાઢી સ્વાર ઉપર ઉપાડી પણ સ્વાર ચાલાકીથી ખસી ગયો અને ઘોડા પરથી કુદી પડી સિંહણીની છલંગપેરે મહંમદને બાઝી પડ્યો.

અહા તે આલિંગન—કઠોર પુરૂષના દેહનું નહોતું. અહા તે સ્પર્શ કેવો મધુર પુષ્પમય. મહંમદે આશ્ચર્ય પામી સવાલ કર્યોઃ—" ત્હમે કોણ છો ?"

પેલા સ્વારે માથેથી પગડબંદ ફેંકી દીધો. પાછળથી વેણી છોડી નાંખી એટલે અંબોડા ઢીંચણ લગી ઉતર્યો; અને મુખપર રમણીય હાસ છવાઈ રહ્યું. ત્હેણે કહ્યું:—" મ્હને નથી ઓળખી શકતા ? વાહ ! ત્હમને બાદશાહે પેગામ લઇને મોકલ્યા'તા કે ? વાહ પેગામ !"

શાહજાદાએ તરત તે અવાજ ઓળખ્યો. તે બોલ્યા : " તૂં ! અરે તું ! દલિયા, તું આ વખે ક્યાંથી ? આટલી રાત્રે અહીં શાથી ?"

" ત્હમારે જ માટે વ્હાલા ! "

" મ્હારી ખાતર ! અરે મ્હારી ખાતર એટલી બધી તકલીફ શા માટે ઉઠાવી ! "

" વારૂ, પછી શું કર્યું ? "

" કેમ કરી ત્હમને છોડાવવા એની ચિંતા આવી પડી. કિલ્લાની અંદર સંધ્યાકાળ પછી કોઈ પરદેશીને રહેવા દેવામાં આવતા નથી. મ્હારી યુક્તિ નિષ્ફળ ગઈ અને મ્હારે કિલ્લાની બ્હાર નીકળવું પડયું. બ્હાર આવીને પણ વિચાર માંડયો કે હવે કરવું કેમ ? જોયું તોબી પ્રાન્તર નજીક ત્હમારો ઘોડો બાંધેલો છે. તે છોડી એક મુસાફરખાનામાં બાંધી રાખ્યો. ".

"તે તો સમજાયું પણ છેવટે શું કર્યું ?"

" કિલ્લાના દરવાજા પર જે પહેરેગીર બેસે છે ત્હેની સાથે કોઈ ઉપાયે દોસ્તી સાધી પણ એનો વારો એટલામાં બદલાયો અને એની જગ્યાએ જે આવ્યો ત્હેણે મ્હારી પર શક લાવી વળી મ્હને બ્હાર કહાડી મૂકી. મ્હેં આગ્રહ કરી કહ્યું: ભાઈ હું પરદેશી ફુલવાળી છું એક રાત પડી રહેવા દે. ત્હેણે દયા બતાવી પછી કહ્યું:—" જા ગામના મુસાફરખાનામાં પડી રહેજે."

" વારૂ, પછી, મુસાફરખાનામાં ગઈ'તી કે ? ત્યાં જઇને શું કર્યું ?"

" કરૂં શું બીજું ? ત્હમારે માટે જઇને વળી આંસુ પાડયાં. ખુદા-તાલાને વળી પ્રાર્થના કરી અને નક્કી કર્યું કે રાત અહીં ગાળી શું કરવું ત્હેનો સવારે નિર્ણય કરીશું. "

" ત્યારે વળી પાછી આ રાતના ત્યાંથી બ્હાર કેમ વારૂ નીકળી ? "

" કેમ ? ત્હમને જોવા માટે. આંખમાં નિદ્રા ક્યાં છે—પ્રાણને શાન્તિ ક્યાં છે ? આ સરાઈખાનું શહેરના દરવાજાની નજીકમાં જ છે; એટલે ત્યાંથી જેટલા વરેમાર્યું જાય તેટલાં જણાય છે. છેવટે ત્હમને જોયા એટલે આનન્દના ઘેનમાં બધું, ભૂલી. ત્હમારી પાછળ પાછળ ઘોડે ચ્હડી પાઘડી બાંધીને નીકળી આવી. ખબર હતી કે ત્હમે થાકેલા હશો અને ઘોડાની જરૂર પડશે જ. ખાવાનું પણ મેળવી રાખ્યું હતું જોઈ તો લ્યો–"

" અરે પણ ત્યારે ગાતી હતી શું કામ ?"

" મનમાં ઘણો હર્ષ થતો હતો. આ કોકિલનું કૂજન, મૃદુ મીઠા મલયાનિલ અને રૂડી ચાંદની. ઉપરાંત ત્હમારો છુટકારો અને મ્હને ત્હમારાં દર્શનના પ્રાણનાં રૂંધનો તોડી સંગીત ઉછળતું હતું; તે ખાળી શકાયું નહિ. હર્ષની ઘેલછાં કોઈ હકીમ પણ મટાડી શકે છે ?"

શાહજાદાની આંખમાં બે આંસુ આવ્યાં. દલિયાની હૈયા સરસી ચાંપી. અને ચાંદની ચુંબિત ત્હેને રતુમડા ગાલે વળી ત્હેણે એક ચુંબનરેખા આંકી; અને આવેગ સ્વરે કહ્યું:—" દલિયા ! મ્હારી ખાતર આટલી તકલીફ શા માટે ઉઠાવી ? "

" વળી પૂછો છો, શા માટે ઉઠાવી ! હા ! એ ત્હમે ક્યાંથી સમજશો ? ત્હમે બાદશાહ જાદા છો. હું એક કંગાલિની ! ત્હમારે અનેક સામગ્રી હોય; પણ મ્હારે કોણ છે, દોસ્ત ? યુદ્ધમાં મ્હને બંદી આણી, બબ્બે વરસ સૂધી તરફડાવી, હૈયે ધરી અને પછી પછી, જાન, પૂછો છો 'કેમ આવી' ? ! "

જ્યોત્સ્નાતેજમાં મંદમંદ દલિયાના મ્હોં સામું જોયું. દલિયાની આંખમાં આંસુની રેલ ઉભરાતી હતી.

શાહજાદા મંદમંદ શરમથી નીચું જોયું. આવી જગોએ આ સવાલ ન કર્યો હત તો ઠીક એમ વિમાસણ થવા માંડી.

( ચાલુ. )

ન. દ. ધ્રુવ.

# तद्दूरे तद्वदन्तिके.

માનવ : " માતા ! દેવિ !
માનવની સ્મૃતિની અધિષ્ઠાત્રી શક્તિ
આ દીન સેવક પર દયા કરી બતાવ.
તે ચિત્ર ક્યાં છે ? "

દેવી : " ક્યું ચિત્ર બન્ધુ ?."

માનવ : " દેવિ ! કાં પૂછે ?
જો ! જો આ હૃદયમા પ્રતિબિમ્બ ! "

દેવી : " તે ચિત્ર જોવાને તો ભૂતને ભેદવૂ પડશે. "

માનવ : " ભૂતને ભેદાવ, અને તે ચિત્ર બતાવ ! "

* * *

હા રે ભૂત !
અન્તરના પારદર્શક ગહનમાં ભૂત !
પ્રજ્વલન્ત ! તમોમય ! ભયાનક !
તાત ! બચાવો ! બચાવો ! "

* * *

" આહા ! ઇસ્વી સન ૧૮૮૮ !
દેવિ ! એજ. એજ, એજ઼ ચિત્ર એ !
માતા ! ખરૂં છે :
तद्दूरे तद्वदन्तिके. ! "

कान्त.

# બદલો.

શરદની સન્ધ્યા છે. આકાશ મેઘથી ઢંકાયલું છે. ધીમે ધીમે વરસાદ પડે છે. ચૌદ વરસનો બાલક દેવપ્રસાદ નર્મદા કિનારે એક ઝાડને ટેકો દઈને ઉભો છે. આખા દિવસની ભૂખથી અને ઘણું ચાલવાથી તે થાકી ગયો છે. આવી અંધારી રાતે તે ક્યાં જશે? તેનો મુકામ ક્યાં છે? જરા દૂર એક ચિતા સળગે છે. તેનું ઠેકાણું ક્યાં હશે? પિતાનું નિરંતરનું દુઃખ, તેમનું અનશન વ્રત, તેમનું ઓચિંતુ મોત અને મરણ સમયની દરેક વાત તેના મનમાં જાગૃત થાય છે. તે વાતો સાંભરતાં જ ભૂખ તરસ ભુલી જઈ 'બદલો બદલો' કરતો જમીન પર પગ અફાળે છે. ગુસ્સાથી તેનુ હૃદય ચિતાની માફક ભભક કરતું સળગી ઉઠે છે.

મુશળધારે વરસાદ વરસવા માંડ્યો. પવન જોરસાથી ફુંકાવા લાગ્યો. ચિતાનો અગ્નિ આમ તેમ ફેલાતો ઓલાતો ઓલાતો બળે છે. બાળક વરસાદમાં પલળતો—શરદીને લીધે ધ્રુજતો બમણા ગુસ્સાથી ઉશ્કેરાઈને બોલી ઉઠ્યો "બદલો, બદલો, ઈશ્વર, જેણે અમારી આવી દશા કરી તેનો બદલો." એમ બોલી શાંત પીરહ્યો.

પલળતો પલળતો, થરથરતો કાંપતો, શ્રાપ દેતો દેતો બાલક ઉઠ્યો. આયેના એક દીવાના તેજ તરફ ચાલવા માંડ્યું. તે અજવાળું એક મંદિરના બંધ બારણાંની તડમાંથી આવતું હતું. બાલક તે મંદિર પાસે આવી તેની આજુબાજુ બાંધેલાં છાપરાં નીચે ભરાયો. ઘણા શ્રમને લીધે એકદમ ઉંઘ આવતાં ઉંઘી ગયો.

તેને સ્વપ્ન આવ્યું કે જાણે પિતા શાંતમુદ્રા ધરી, પ્રફુલ્લિત ચિત્તે તેને માથે હાથ મુકી કહે છે "બેટા ઉઠ, અશરણના શરણ, અનાથના નાથ સ્વયં પ્રભુ છે." બાલક "બદલો બદલો" કરતો એકદમ જાગી ઉઠ્યો. જાગીને જુએ છે તો ખરેજ કોઈ તેને માથે હાથ મુકી તેની સામે જોઈ રહ્યું છે. બાલક ચમક્યો અને એકદમ ઉઠી બેઠો થઈ ગયો. આ વખતે વરસાદ બંધ પડ્યો હતો. અજાણ્યો માણસ ડાબે હાથે દીવો પકડી બાલકના મ્હોં સામું જોતો હતો. બાલકને લાગ્યું સ્વપ્નમાં જોયેલી કરુણમૂર્તિ

તેની નજર આગળ તરે છે. તેના બેઠા થયા પછી તે અજાણ્યા માણસે પૂછ્યું—"બેટા, તું કોણ છે ?"

"હું બ્રાહ્મણ પુત્ર—"

"એકલો અહિં ક્યાંથી ?"

"મ્હારે કોઈ નથી—હું અનાથ છું."

ટુંક સમય ઉપર આ અપરિચિત માણસનો એક પુત્ર મૃત્યુ પામ્યો હતો. તે લાંબો નિઃસાસો મુકી બોલ્યો "બેટા, તારૂં નામ શું?"

"દેવપ્રસાદ"

"દેવપ્રસાદ ! બેટા, આ મન્દિરની અધિષ્ઠાત્રી દેવીનો તું પ્રસાદ છે. તને તેની કૃપા છે, આજથી તું મ્હને તારા પિતા સમાન ગણજે."

૨.

દેવપ્રસાદને હવે કંઇ પણ દુઃખ નથી. મન્દિરસ્વામી રામનારાયણના મૃત્યુગત પુત્રનું સ્થાન તેણે મેળવ્યું છે. પતિપત્ની બન્ને તેને પુત્રવત્ સ્નેહ કરે છે. રામનારાયણના છોકરા છોકરી જીવતાં છે તે પણ તેને ખરા સ્નેહથી ચાહે છે. ગૌરી, દેવપ્રસાદની વાગ્દત્તા પત્ની છે.

દેવપ્રસાદ તેના કેટલાક ગુણોને લીધે માણસોને પ્રિય થઇ પડતો. તેનો મુખ્ય ગુણ તે કરૂણહૃદય હતો. દીન, દુઃખી, અનાથ, આતુરનું દુઃખ ફેડવા તે નિરંતર યત્ન કરતો. આથી આડોશી પાડોશી, પરિચિત અપરિચિત બધા તેની ઉપર ખુશ થતાં. પણ આવા સુખમાં પણ તે પોતાની પૂર્વ પ્રતિજ્ઞા ભુલ્યો ન્હોતો.

બદલાનો જુસ્સો હજુ પણ તેના મનમાં જાગતો હતો. નિસ શાન્ત રાત્રે તે એકલો મન્દિરમાં જઇ દેવીની પ્રાર્થના કરી 'બદલા'ની ભિક્ષા માગે છે. માણસની પ્રકૃતિ કેવી વિચિત્ર વિરોધી ભાવ વાળી હોય છે! પ્રભુ ! પ્રભુ ! ત્હારી લીલા અગમ્ય છે.

રામનારાયણનો ન્હાનો પુત્ર માંદો પડયો છે. માબાપના દુઃખનો પાર નથી; ઘણાં છોકરાં છોકરીમાં ફક્ત તેમને આ બે સન્તાનજ હયાત હતાં. તેમાં પણ પુત્ર માંદો પડયો. તેથી દુઃખને લીધે તેઓ ગાંડા જેવાં બની ગયાં. તેમને ખાત્રી હતી કે દેવપ્રસાદ દેવીનો ઘણો કૃપાપાત્ર છે. તેથી પુત્ર સાજો થવાના ઉદ્દેશથી દેવીને ખુશ કરવાનું કામ તેને સોંપાયું.

દેવપ્રસાદ હોમ કરે છે. સળગતા અગ્નિને મન્ત્ર બોલી આહુતી આપે છે અગ્નિ ગગનભેદીશબ્દો સહિત અસંખ્ય મૂર્તિ ધારણ કરે છે. બાળક આ અગ્નિમય મૂર્તિ જોતાં ભુલી ગયો કે તે શા માટે હોમ કરે છે ? તેથી ઉશ્કેરાયલો બોલી ઉઠયો "બદલો, બદલો" અગ્નિ મૂર્તિ 'તથાસ્તુ' કહેતી હોય તેમ ક્ષણમાં અંતર્હિત થઇ.

૩.

પુત્ર મરણ પામ્યો. પિતા શોકથી ગાંડો બન્યો. માતા કરૂણ આર્ત સ્વરે દિશાઓ કંપાવવા લાગી. પશ્ચાતાપથી દેવપ્રસાદનું હૃદય પણ ચુરેચુરા થઈ ગયું; તેણે ધાર્યું ખરા મનથી દેવી કને બાલક માટે પ્રાર્થના કરી શકયો નહિ. તેથી જ આમ થયું હશે; બાલકનું મરણ તેનીજ ભૂલનું પરિણામ હશે.

ચારેકોર શોક અને દિલગિરીને લઇને બાલિકા ગૌરીનું હસવું પણ દબાઈ ગયું. એક દિવસ રડતી રડતી તે પણ પથારી વશ થઈ.

ઘણોજ ખરાબ વખત છે. વરસાદ બંધ રહ્યા વિનાં વરસેજ જાય છે. સન્ સન્ કરતો પવન ફુંકાય છે. ઘનઘન વરસાદના શબ્દે પૃથ્વિ કંપી ઉઠે છે. દેવપ્રસાદ મંદિરના બારણામાં બેસી બન્ને હાથ જોડી દેવીની સ્તુતિ કરે છે. જરા જરા વારમાં અમરશંકર મન્દિરથી થોડે દૂરના એક ઓરડા તરફ વારે ઘડીએ જોયા કરે છે.

રામનારાયણ હાથ મુકાવવાની કોશેશ કરી બોલ્યો,—"છોડી દે, સ્વપ્ન આવ્યું છે." યુવકને લાગ્યું તે ગાંડો થઇ ગયો છે તેથી જોરથી હાથ પકડી પુછ્યું—"શેનું સ્વપ્ન ?"

તે બોલ્યો—"મુક. ખોળવા જાઉં છું."

"કોને ?"

"જેની ખરાબ સ્થિતિ કરી છે તેને."

"કોની ? શું ખરાબ સ્થિતિ કરી છે ?"

"જે આ મન્દિરના ખરેખરા માલેક છે તેમને, લુચ્ચાઇ કરી જેમનું સર્વસ્વ પચાવી પડી કાઢી મુક્યાં છે તેમને. હાય ! હાય ! તે પતિપત્ની ન્હાનાં બાળકને લઇ અસહાય એક કાળી રાત્રે ક્યાં ચાલ્યાં ગયાં ? ફરી દેખાયાંજ નહિં ! મુકી દે—

"હવે તમે તેમને ક્યહાં ખોળશો ?"

"હાય ! હાય ! આજ એજ પાપે મ્હારૂં સઘળું ધૂળ મળ્યું. સત્યાનાશ વળ્યું. બધું ગયું. હવે કોઇ નથી રહી છે એક માત્ર ગૌરી. મને મુકી દે. હું ખોળી આવું."

"તેમને ક્યહાં ખોળશો? તેતો મુઆં હશે."

"ના. તે મુઆં નથી. દેવીની આજ્ઞા છે. તેના પુત્રને ખોળી લાવીશ. તેનો શાપ મટશે એટલે મારી ગૌરી જીવતી રહેશે."

એકદમ હાથ છોડાવી મન્દિરાધિપતિ રામનારાયણ દોડવા માંડયો.

યુવક તેની પાછળ દોડયો અને તેને દોડતો ખાળી ઉભો રહ્યો. તેને વચમાં ઉભેલો જોઇ રામનારાયણ ચમક્યો. અને એકદમ બોલી ઉઠયો. "તું કોણ છે ?"

તેણે જવાબ આપ્યો "હુંજ તે બાળક છું. હવે ખોળવા જશો ના."

"કોણ ? તુંજ છે ! ? ત્હારાજ શાપથી મ્હારૂં સત્યાનાશ વળ્યું!" રામનારાયણને મૂર્છા આવી; એકદમ ધબ દઇ ધરણી ઉપર ઢળી પડયો.

બાલક વિગલિત સ્વરે બોલ્યો—"દેવી રક્ષા કરો. મ્હારો પ્રાણ લઇ મ્હારી પૂર્વ પ્રાર્થના નિષ્ફળ કરો."

દૂરથી અવાજ આવ્યો—"ગૌરી નથી."

નિરાશ બનેલો યુવક ઉતાવળે પગલે મન્દિરમાં ગયો. દેવી સામે જઇ જોરથી હાથમાનું શોણિત કૃપાણ ખેંચી—"પાષાણિ, રક્તપિપાસિ, આજથી પૃથ્વિની પ્રતિશોધ સ્પૃહા—રક્તપિપાસા પૂર્ણ થાવ." એમ બોલી દેવીને છિન્નમસ્તા કરી; તેનાથીજ પોતાના હૃદયમાં પણ આઘાત કરી દેવીના પદમાં ઢળી પડયો.

પોતામાંજ પોતે પોતાનો બદલો લીધો.

બકુલ.

---

## નવ વધુ.

ડગલે ડગલે લૈયાહેલી વદને ખેલી રહી,
વદને ખેલી રહી, કામણુ રેલી રહી; ડગલે ડગલે૦
કુમળે કપોલ નાચે પ્રણયની કુંદડી,
ધવલી લાલી ઘુઘર આળી ઝાંખી દઇ, ડગલે ડગલે૦
અધર ગુલાબ કળીએ આછી વીચેલી,
મધુમય મોદક દિવ્ય સુરભ સરકાવી રહી, ડગલે ડગલે૦
ઘનશાં ગંભિર નૂપને વિજળડી ઝબકે,
સ્વજન અન્તર ભયકન્તી ઝમકાવી કંઇ ડગલે ડગલે૦

વસન્ત વિનોદી.

## " ગુજરાતીનો જન્મ. "

સંસ્કૃત અને ઝંદ ભાષા વાપરનારા લોકો આર્યને નામે ઓળખાયા છે. એ બન્નેનાં ધર્મપુસ્તકોમાંથી તેઓનું આ નામ મળે છે. આ લોકો કોણ હતા અને ક્યાંથી આવ્યા હતા તે આપણે જાણવું જોઇયે. ઘણા સાહેબો જાણે છે તેમ તેઓ મધ્ય એશિયામાંથી હિંદુસ્તાનમાં આવેલા મનાય છે. પણ છેલ્લાં ૫૦ ) વર્ષમાં ભાષાશાસ્ત્રીઓ અને બીજા શાસ્ત્રીઓની શોધખોળ ઉપરથી આ જુના વિચારમાં અનેક ફેરફાર થવા પામ્યા છે. મેકસ મૂલર જેવો પ્રખ્યાત વિદ્વાન જેણે આર્ય લોકોનાં સંબંધમાં જેટલું કર્યું છે તેથી વધારે બીજા કોઇએ કર્યું ન હશે, તે પણ પોતાનો અસલ વિચાર ફેરવીને એમ કહી ગયો છે કે આર્યો એશિયાના કોઇ ભાગ ખાતેથી હિંદમાં ઉતર્યા હતા અને ઇરાનમાં દાખલ થયા હતા. આપણ વળી આજ સુધી એમ પણ માનતા આવેલા છીયે કે આર્યોના કાફલા અથવા ટોળાઓ જુદે જુદે સમયે પોતાનું મધ્ય એશિયા ખાતેનું મૂળ વતન છોડીને યુરોપ ગયા હતા, અને યુનાનીઓ, રૂમીઓ, જર્મનો, ઇંગ્રેજો, ફ્રેંચો વગેરે અસલ આર્ય કુળની પ્રજા હતી. એટલા માટે જેમ હિંદુઓ અને પારસીઓ એક બીજાના ભાઇબંધ છે તેમ આ યુરોપીઅનો પણ છે એવું આપણું માનવું છે.

પણ છેલ્લી શોધખોળ ઉપરથી આ બન્ને આપણી માનીતી વાતોને ટેકો મળતો નથી. જેમ આર્યવંશનું મૂળ સ્થાન મધ્ય એશિયા નથી તેમ યુરોપીઅન પ્રજાઓની કોઇ આર્ય પ્રજાઓ નથી એમ વિદ્વાનો જાહેર કરે છે. ૫૦ વર્ષ ઉપર ભાષાશાસ્ત્રને આધારે ઉપલી સર્વ પ્રજાઓને આર્ય કુળની ગણવામાં આવી હતી, અને તેજ વખતે એમ સમજવામાં આવતું હતું કે આર્યોનું સ્થાન કોહેકાફ પર્વત ઉપર અથવા હિંદુકુશ પર્વત ઉપર હોવું જોઇયે. આ અનુમાનને પારસીઓનાં ધર્મપુસ્તક વંદીદાદનાં પેહલાં પ્રકરણમાં આર્યોની વસ્તી વધતી ચાલી તે બાબેની જે ટીપ આપી છે તે ઉપરથી ટેકો મળ્યો હતો.

### તર્ક અને વિતર્ક.

પણ સારંબાદ ભૂગોળ વિદ્યા, ભૂસ્તરવિદ્યા, ઇતિહાસ અને એન્થ્રોપોલોજી નામની માણસજાતના ગુણદોષ વગેરેની વિદ્યાની શોધખોળ ઉપરથી

એક નવાંજ અનુમાન ઉપર વિદ્વાનો આવ્યા, અને જ્ઞાનશાસ્ત્ર (Philosophy) ની શોધખોળ ઉપર થોડીક વાર પાણી ફરી વળ્યું. એન્થ્રોપોલોજીને આધારે એમ અનુમાન થયું કે અસલી આર્યોની જન્મભૂમિ મધ્ય એશિયામાં નહિ પણ યુરોપના ઉત્તર પશ્ચિમ યાને વાવ્ય ભાગમાં ક્યે હોવી જોઇયે! ગ્રેટબ્રિટન, નૉર્વે-સ્વીડન, ડેન્માર્ક અને ઉત્તર રૂશિયાની ભૂમિને એ રીતે અસલ ભૂમિ દાખલ ઓળખાવવાની તજવીજ ચાલી. પણ એ તજવીજ થોડોજ વખ્ત ચાલુ રહી, અને તરત વિદ્વાનોનું ધ્યાન એશિયામાં દોડ્યું. તેઓએ બીજી મરતબે જાહેર કીધું કે આ ભૂમિ આર્મીન્યાના મુલકમાં તથા ઑક્સસ અને જક્સાર્ટીસ નદીઓ (યાને જીહુન અને સીહુનના દરિયા) ની આસપાસના મુલકોમાં હોવી જોઇયે. તોપણ આ કાંઇ સર્વથી છેલ્લી શોધ નહતી. પ્રો૦ ઑટોશ્રેડર નામે વિદ્વાને છેલ્લું અનુમાન એ ઠહરાવ્યું કે ઇંડો-યુરોપીઅનો (જેઓમાં આર્ય ટોળાનો પણ સમાસ થઇ જાય છે) તેઓ એશિયા અને યુરોપના રૂશિયા દેશના દક્ષિણ ભાગોમાં પ્રથમ વસતા હોવા જોઇયે. તેનાં અનુમાન મુજબ અહીં આ પ્રજા પ્રથમ ભટકતી ભરવાડી જીંદગી ગુજારતી હતી, અને પાછળથી તેમાંના કેટલાકોએ ખેતીવાડી કરવા માંડી, અને અહીંથી તેઓએ ઉગમણે તેમજ આથમણે વિખરાવા માંડ્યું.

## મૂળ ટોળાના ભાગ અને વિભાગ.

આ વિખરાવા લાગેલો ટોળો બે ભાગમાં વહેંચાયો છે. એક ટોળો "સેંટમ" બોલનારો અને બીજો "સતમ" બોલનારો છે. સેંટમ્ અને સતમ્ એ બંનેનો અર્થ "એકશો" નો થાય છે; પણ એ સંખ્યાને માટે એક ટોળો જ્યારે અનુનાસિક વાપરીને 'સેંટમ્' બોલતો હતો ત્યારે બીજો તે વગર 'સતમ્' બોલનારો હતો. 'સેંટમ્' વાળા આથમણે અને 'સતમ્' વાળા ઉગમણે આગળ વધ્યા. આથમણે જે ટોળો ગયો તેમાંથી ગ્રીક, લૅટિન, કેલ્ટિક અને ટયુટૉનિક પ્રજાઓએ જન્મ લીધો. જે ટોળો ઉગમણે ગયો તેમાંથી આર્યન, આર્મીન્યન, ફ્રીજ્યન, થ્રેસ્યન, ઇલીરો-આલ્બાન્યન, અને બૉલ્ટો-સ્લૅવોનિક ટોળાઓ નિકળ્યા.

## આર્યટોળાની ઉત્પત્તિ.

આ ઉપરથી જોવાનું છે કે આપણે જેમ માનતા આવ્યા છિયે તેમ

આર્યટોળામાંથી કાંઇ યુરોપીઅન કોમો ઉત્પન્ન થઇ નથી, પણ તે તો મૂળ ટોળાના બે ભાગમાંના એક ભાગનો ૬ ઠો વિભાગ માત્ર છે. એટલું નહિ પણ વળી પ્રો૦ શ્રેડર પ્રમાણે આર્યટોળાનું મૂળ વતન મધ્યએશિયા નહિ પણ દક્ષિણ રૂશિયા છે. આ સમજાયું પછી જોવામાં આવશે કે હિંદુઓ અને પારસીઓ એકલા જ આર્યકુળના છે; અને યુરોપીઅન તથા એશિયાટિક કોમો એ ટોળામાંથી જન્મ પામી નથી, પણ મોટી ઇંડો યુરોપીઅન ટોળાના એક વિભાગ દાખલ એ આર્ય કોમે જન્મ લીધોછે.

## તેના બે વિભાગ.

હવે આ રીતે છુટી પડેલી આર્ય કોમ હિંદુસ્તાન અને ઇરાનમાં કેમ આવી? શ્રેડર મુજબ આ કોમે ઉગમણે આગળ વધીને કેસ્પીઅન સમુદ્રની ઉત્તર બાજુ ફરી ઓક્ષુસ અને સીહુન નદીઓવાળા પ્રદેશમાં પોતાનું સ્થાન બનાવ્યું. આ સ્થાન આજનો ખીવાનો મુલક હશે એમ અનુમાન થાય છે. અહીંથી આર્યો આગળ વધી ખોકંદ અને બદક્ષાન તરફ ફરી વળ્યા, અને એ મથકો ખાતેથી તેઓ છુટા પડેલા ધારવામાં આવે છે. છુટા પડીને તેઓમાંનો એક ભાગ દક્ષિણે હિંદુકુશ ભણી કાબુલની ખીણ તરફ ચાલ્યો, અને ત્યાંથી પંજાબને માર્ગે હિંદુસ્તાનમાં દાખલ થયો. બીજો ભાગ આથમણે મર્વ અને ઉગમણે ઇરાન ભણી ગયો. અંગરેજો પ્રો૦ શ્રેડરનું આ સઘળું અનુમાન ખરૂં સાબેત થાય તો વંદીદાદમાં જે ૧૬ શહેરોમાં આર્યવસ્તી વિખરાવાની હકીકત છે તે રૂશિયાથી મધ્ય એશિયામાં તેઓ આવીને ઠરીઠામ થયા પછીની જાણવી.

## હિંદ તરફ આવેલો જુનો આર્ય ટોળો.

અહીં આપણ ઇરાની ટોળાને છોડી હિંદુ આર્યો સાથ આગળ વધિયે. તેમનો ટોળો જ્યારે પંજાબમાં આવી ચઢયો ત્યારે ત્યાં તેણે કેટલાક આર્ય ટોળાઓને ઠરીઠામ થઇને પડેલા, પણ એક બીજા જોડે લડતા વડતા જોયા. એનું કારણ એ કે જેમ નવો ટોળો આવતો તેમ તેની આગમજ આવી વસેલો ટોળો પોતાને નબળો જોઇ આગળ વધતો,

અને એ રીતે જુનાની જગા નવો લેતો. હિંદુઓના વેદમાં આ લડાઇઓના ઇશારા મળે છે. ડૉ૦ હોર્ન્લી નામના વિદ્વાનના જણાવ્યા મુજબ હિંદુસ્તાન ઉપર આર્યોએ બેમરતબે હુમલા કીધા હતા, એમ તેમની એકજ ભાષા છતાં પણ ફેરવાયલી બોલી ઉપરથી જણાય છે. કેમકે તેમની ભાષા તો એકજ હતી પણ બોલી જુદી હતી. ડૉ૦ હોર્ન્લી મુજબ બીજે હલ્લો લાવનારા આવ્યા ત્યારે પહેલો-આવનારા ગંગા અને જમના તીરે ઠરીઠામ થઇ ચુકેલા હતા; જેમની વચ્ચે નવાએ એક ફાંચ-ટની માફક પેશીને તેઓને ઉગમણુ, આથમણુ અને દક્ષિણ તરફ હડસેલી દીધા. આજની આર્ય ભાષાઓ અને બોલીઓના અભ્યાસ ઉપરથી ડૉ૦ હોર્ન્લી આ સાર ઉપર આવે છે, અને તેને બીજા વિદ્વાનોએ ટેકો આપ્યો છે. જેઓ છેલ્લા આવ્યા તે વેદિક આર્યો હતા, અને ખુદ વેદમાંથી પહેલા આવેલા આર્યોના રાજાઓ સાથની લડાઇઓના ઇશારા મળે છે; જે રા-જાઓ આર્ય કુળના છતાં તેમની ભાષાને "મૃધ્રવાચ્" યાને મ્લેચ્છ યાને જંગલી ગણવામાં આવી છે.

## હિંદ.સાથનો પારસી સંબંધ.

હવે આ આર્યો પંજાબને રસ્તે હિંદુસ્તાનમાં દાખલ થયા. હિંદુસ્તાન ઉપર અનેક પરદેશી હુમલા થયા છે અને તે સઘળા પંજાબને રસ્તે જ થયા છે. ઉત્તરે પહાડો હોવાથી સુધરેલી પ્રજાને દા-ખલ થવાનો એજ માર્ગ હતો. વેદિક આર્યો પછી ઇરાની આર્યોએ ઇ. પૂ. ૬ ઠી સદીમાં પારસી પાદશાહ દારાયસ હીસ્તાસ્પીસના અમલ વેળા હુમલો કીધો તે તેમજ સિકંદરનો હુમલો પણ એજ રસ્તે થયો હતો. છેક દારાયસના જમાનાથી પારસીઓ ઇરાનથી હિંદુસ્તાનમાં આવતા જતા થયા હતા અને ત્યારથી તેમનો પાધરો સંબંધ ચાલુ થ-યલો હતો. તોપણ ઇરાનથી આર્ય શાખા તેમનો સંબંધ વધારે પુરાણા કાળથી હોવો જોઇએ.

## વેદિક આર્યોનો હિંદી પ્રવેશ—મધ્યદેશ.

વેદિક આર્યો પંજાબમાં ઉતરીને આગલા આર્ય રોજાને મારી હટાવી

પોતે તેનાં મુલકમાં ઠરીઠામ થયા તેને સંસ્કૃત ભૂગોળવિદ્યામાં મધ્ય દેશનું નામ મળ્યું છે. આ મધ્ય દેશની ઉત્તરે હિમાલય પર્વત, દક્ષિણે વિંધ્યા પર્વત, પશ્ચિમે સર્હિંદ (સહરિંદ) અને પૂર્વે જમના અને ગંગા નદીઓના સંગમવાળા દેશ આવેલા હતા. દંતકથા છે કે આ મધ્યદેશમાં એક નાકેથી બીજે નાકે સુધી પવિત્ર સરસ્વતી નદી વહેતી હતી, કે જે પવિત્ર ઝરો કોઇને દેખાતો નહતો, અને તેના કાંઠા ઉપર છેલ્લા વૈદિક કૃતેહ કરનારાઓ વસતા હતા. હવે સંસ્કૃત પછી લાંબે અંતરે ઉત્પન્ન થયલી આજની અર્વાચીન ભાષાઓ બે મોટા વંશમાં વહેંચાયલી છે. જેમાંના એક વંશની ભાષા ઉપલા અસલી મધ્ય દેશને મળતા આવતા આજના પ્રાંતોમાં બોલાય છે. બીજા વંશની ભાષાઓ આ મુલકની આસપાસ પોણું ગોળ ચક્રમાં બોલાય છે, કે જે ચક્રને જો કેસ્મીરથી શરૂ કરિયે તો તે આથમણે પંજાબ અને સિંધ, દક્ષિણે મરાઠા અને મધ્ય હિંદુસ્તાન અને પૂર્વે ઓરિસા; બિહાર, બંગાળ અને આસામમાંથી પસાર થાય છે. ગુજરાત પ્રથમ આ ચક્રમાં આવેલું હતું, પણ પાછળથી મથુરામાંથી ગયલા આર્ય લોકે તેને જીતી લીધું હતું, અને મથુરા અસલી મધ્ય દેશમાં આવેલું હતું માટે ગુજરાતને આ ચક્રમાં નહિ પણ મધ્યદેશને મળતા મુલકમાં ગણવામાં આવ્યું છે.

આ બંને ભાષા-કુટુંબોમાં કેટલોક તફાવત છે મધ્યદેશવાળી ભાષાઓ દંતી **સ** વાપરે છે, પણ તેની બાહેરની ભાષાવાળાઓથી **સ** બોલાતો નથી ત્યારે તેઓ **હ** વાપરે છે, અથવા **સ** વિના કામ ચલાવે છે. મધ્યદેશની ઉગમણની ભાષાવાળાઓ **સ** ને બદલે **ષ** વાપરે છે, જેમકે બંગાળીઓ અને મરાઠાઓ આજે પણ દંતી **સ** ને મૂર્ધા **ષ** માં બદલી નાખે છે. કેસ્મીર તરફ **સ** ને બદલે **હ** વપરાય છે. આસામમાં **ચ** અથવા **ખ** બોલાય છે.

## પારસીઓ અને અમદાવાદીઓ.

આજે અમદાવાદી ગુજરાતીઓ દંતી સને બદલે ષ વાપરે છે તે પરથી એમ લાગેલા છે કે તેઓ વૈદિક આર્યોને બદલે તેમની આગમજ આવેલા આર્યોના વંશજ હશે. તેઓ 'પેસ્ટ' ને બદલે 'પોષ્ટ' અને 'આ-

ગથ,' લખે છે, બોલેછે ારસીઓ એથી ઉલટું જ કરે છે. તેઓ હેતી સ પુષ્કળ વાપરે છે. તેમની આ ખુબીનું કારણ એ તો નજ હોય કે વેદિક આર્યોથી છુટા પડેલા ઈરાની આર્યોના તેઓ વંશજ છે ? વળી તેમના પૂર્વજ ઇરાની આર્યો તો સનો હ કરતા. જેમકે—

| | |
|---|---|
| સરસ્વતિ—હરખઇતિ | અસુર—અહુર |
| સોમ—હઓમ | સહસ્ત્ર—હજાર |

## ગુજરાતી ભાષાનું આર્ય કૂળ.

હવે મધ્ય દેશવાળી ભાષામાં નીચલી સાતનો સમાસ થાયઃ—

| | વાપરનારાઓની સંખ્યા. |
|---|---|
| હિંદી (પશ્ચિમની)…………… | ૪,૦૭૧૪,૯૨૫ |
| રાજસ્થાની………………… | ૧,૦૯,૧૭,૭૧૨ |
| ગુજરાતી………………… | ૯૯,૨૮,૫૦૧ |
| પંજાબી…………………… | ૧,૭૦,૭૦,૯૬૧ |
| પહાડી ( આથમણની ) …… | ૧૬,૧૦,૦૨૪ |
| ,, ( મધ્યની ) ………… | ૧૨,૭૦,૯૩૧ |
| ,, ( ઉગમણની ) ……… | ૧,૪૩,૩૨૧ |

આ મધ્ય દેશની આસપાસનાં ચકવાળી ભાષાઓમાં કાસ્મીરી કોહિસ્તાની, લહન્દા, સિંધી, મરાઠી, ઓરિયા, બિહારી, બંગાળી આસામી અને હિંદી ( પૂર્વની ), ૧૦ ભાષાઓનો સમાસ થાય છે.

## સંસ્કૃત ભાષા.

આપણે જોયું કે આપણી ગુજરાતી ભાષા, સંસ્કૃત ભાષા બોલનાર વેદિક આર્યોના અસલી મુલક કે જે " મધ્ય દેશ " ને નામે ઓળખાય ગયો છે તેના એક ભાગમાં આજે બોલાય છે. પણ તે ઉપરથી એ નહિ સમજવું કે તે સંસ્કૃત ઉપરથી એકદમ નીકળી છે. સંસ્કૃતને

અર્થ polished યાને ટાપટીપ કીધેલી, artificial યાને બનાવટી થાય છે. આનું કારણ એ કે જ્યારે સંસ્કૃત આસ્તે આસ્તે બોલાતી બંધ થઇ ત્યારે તે માત્ર ગ્રંથોમાંજ સચવાઇ રહી, અને બોલવા ચાલવામાં તો તે ઉપરથી ઉપજેલી પ્રાકૃત ભાષા વપરાવા લાગી. પ્રાકૃતને સંસ્કૃત ઉપરથી બિગડેલી આપણ કહિયે છિયે, પણ પ્રાકૃતનો અર્થ તો સંસ્કૃતથી ઉલટો યાને સ્વાભાવિક ( natural ) તથા અસલ ( unartificial ) એવો થાય છે. પાણિનિએ સંસ્કૃત વ્યાકરણ ઇ૦ પૂ૦ ૩૩૦ માં બનાવીને એ ભાષાને સંપૂર્ણ બનાવી તે વેળા પ્રાકૃત ભાષાઓ ઠામઠામ બોલાવા લાગી હતી. ગ્રંથોમાં જે રહી તે શુદ્ધ સંસ્કૃત; બોલવા કરવામાં વપરાઈ તે પ્રાકૃત. આજે પારસી લેખકો પોતાના છાપા માં, માસિકમાં, ગ્રંથમાં ટાપટીપ કરીને જે શુદ્ધ ગુજરાતી ભાષા લખવાનો તારીફલાયક પ્રયત્ન કરે છે તે ગોયા તેમની 'સંસ્કૃત' ભાષા છે; પણ પોતાનાં ઘરમાં, સંસાર મંડળમાં, જે અશુદ્ધ અથવા બિગડેલી ગુજરાતી વાપરે છે તે ગોયા ગુજરાતીનું 'પ્રાકૃત' છે

## પ્રાકૃત ભાષા.

જ્યાં જ્યાં સંસ્કૃત બોલાતી હતી ત્યાં ત્યાં તે કાળાંતરે બિગડી અને પ્રાકૃતનું ચલણ થયું આ પ્રાકૃત પણ ઈસ્વી ૧૦૦૦ થી ભાષા દાખલ વપરાતી બંધ થઇ.પણ એ ભાષાનું વ્યાકરણ વરરૂચિએ બનાવ્યું તે રહ્યું. જેમ વૈદિક ભાષા ( મહાસંસ્કૃત ) માં વેદ રચાયા, જેમ સંસ્કૃતમાં 'બ્રાહ્મણ" વગેરે ધર્મ પુસ્તકો રચાયાં, તેમ પ્રાકૃતમાં બુદ્ધ અને જૈન ધર્મોનાં પુસ્તકો રચાયાં.

પ્રાકૃત ત્રણ ભાગમાં વેહેંચાઈઃ—

| | |
|---|---|
| ૧—ઉગમણી પ્રાકૃત,<br>\|<br>માગધી | જે ઉપરથી માગધી ભાષા નીકળી છે. મગધ તે આજનું દક્ષિણ બીહાર છે. |
| ૨—આથમણી પ્રાકૃત,<br>\|<br>શૌરસેની | જે ઉપરથી શૌરસેની નીકળી છે. શુરસેન તે આજનું ગંગાનું દોઆબ. |

૩—અર્ધ માગધી પ્રાકૃત, જે ઉપલી બંનેના મેળથી બનીછે,
|
મહારાષ્ટ્રી

અને એ ભાષામાં જૈન આચાર્ય મહાવીરે વ્યાખ્યાનો આપ્યાં તથા જુના જૈન ગ્રંથો લખ્યા હતા. એમાંથી મહારાષ્ટ્રી નિકળીછે. મહારાષ્ટ્ર દેશ એટલે આજનો બીરાર પ્રાંત. મહારાષ્ટ્રી પ્રાકૃત કાવ્યની મુખ્ય ભાષા હતી.

## અપભ્રંશ ભાષા.

પ્રાકૃત ભાષા જ્યારે લખાતી અને બોલાતી બંધ પડી ત્યારે તે ઉપરથી જે નવી ભાષાએ જન્મ લીધો તે **અપભ્રંશને** નામે ઓળખાઈછે. અપભ્રંશનો અર્થ બિગડેલું નષ્ટ પામેલું થાય છે પણ ભાષાને એ શબ્દ લગાડી, "અપભ્રંશ ભાષા" એમ બોલવામાં આવે ત્યારે તેનો અર્થ બિગડેલી નહિ પણ 'ખીલેલી' એવો થાય. પ્રાકૃતનાં મરણ પછી અપભ્રંશ ખીલી ને તેમાંથી પુસ્તકો રચાયાં. ઇસ્વી ૬ ઠી સદીમાં તેમજ ૧૧ મી સદીની શરૂમાં આ ભાષામાં કાવ્યના ગ્રંથો રચાયલા હૈયાત છે.

## નાગર અપભ્રંશ,

પ્રાકૃતની માફક અપભ્રંશ પણ ઠેકાણે ઠેકાણે દેખાઇ હતી. આપણને જે અપભ્રંશ સાથ કામ છે તે **નાગર અપભ્રંશ** ને નામે ઓળખાય છે, કે જે પશ્ચિમ હિંદુસ્તાનની ભાષા હતી. તે અનેક બોલીઓમાં વહેંચાઇ હતી, જેમકે.

૧—શૌરસેની અપભ્રંશ, કે જે ઉપરથી આજની પંજાબી અને હિંદી ( આપમણી ) જન્મી છે.

૨—આવંતી અપભ્રંશ, જે ઉપરથી આજની રાજસ્થાની ભાષા નિકળી છે.

૩—ગૌર્જરી **અપભ્રંશ,** જે ઉપરથી આપણી ગુજરાતી ભાષાનો જન્મ થયો છે.

## ગુજરાતી ભાષા.

### અપભ્રંશ સાથે સરખામણી.

ગુર્જરી અપભ્રંશ, એ રીતે આપણી ભાષાની માતા છે. બંને માતા અને દીકરી વચ્ચે કેટલો સંબંધ છે, અને અપભ્રંશ ઉપરથી ગુજરાતીએ જન્મ લીધેલો કેમ સાબેત થાય તે નીચલા થોડાક દાખલાઓ ઉપરથી સમજ પડશેઃ—

| સં૦ | પ્રા૦ | અપ૦ | ગુજ૦ |
|---|---|---|---|
| સ્યામલ | સામલો | સામલો | સામળો |
| ઘોટક | ઘોડો | ઘોડો | ઘોડો |
| ગાન | ગાણું | ગાણું | ગાણું |
| યત્ર | જત્થ | જ્યાં | જ્યાં |
| તત્ર | તત્થ | ત્યાં | ત્યાં |
| કુત્ર | કત્થ | કયાં | કયાં |
| ત્વં | તુ | તુહું | તું |
| યૂયં | તુમ્હે | તુમ્હે | તમે |
| અહં | હં | હઉં | હું |
| વયં | અમ્હે | અમ્હે | અમે |
| મયા | મે | મઇ | મેં |
| યથા | જહા | જિમ-જેમ | જેમ |
| તથા | તહા | તિમ-તેમ | તેમ |
| પશ્ચાત | પચ્છા | પચ્છઇ | પછી |
| પુનઃ | પુણ | પુણ | પણ |
| કર્ત્તવ્ય | કરિઅવ્વં | કરેવ્વઉં | કરવું |

વાક્યો—

અપ૦—મઇં જાણિઉં ઘોડો ઘરે છઇં પુણું ઘોડી નથ્થી.
ગુજ૦—મેં જાણ્યું ઘોડો ઘરે છે પણ ઘોડી નથી.

અપ૦—તુમ્હારો પુત્તો અહિં છઈ પુણ અમ્હારો નથી.
ગુજ૦—તમારો પુત્ર અહીં છે પણ અમારો નથી.
અપ૦—મઈં કહિઉ તુમ વિણુ ચંપાનગરૂ સન્નું હોઈ.
ગુજ૦—મેં કહ્યું તમ વિના ચંપાનગર સૂનું હોય.
અપ૦—અજ્જ અમ્હે અહિં આયા
ગુજ૦—આજ અમે અહીં આવ્યા.
અપ૦—કિમ તુમ્હે ઉઠિઆ ?
ગુજ૦—કેમ તમે ઉઠયા ?

## ગુજરાતીનો વિસ્તાર.

ગુજરાત, વડોદરા અને આસપાસનાં દેશી રાજ્યોમાં જે ભાષા બોલાય છે તે ગુજરાતી છે. ઉત્તરે સિંધથી દક્ષિણે દમણ સુધી એ ભાષા વપરાય છે. આગળ એમ મનાતું હતું કે ગુજરાત નાનકડો પ્રાંત હતો. અને લાટ દેશ ( આજના ભરૂચ અને સુરત જિલ્લા ), કચ્છ દેશ, અને સૌરાષ્ટ્ર અથવા સોરઠ દેશ ( આજનો કાઠિયાવાડ ), એ ત્રણે ગુજરાતથી જુદા અને તેની આજુબાજુએ આવેલા દેશો હતા, પણ એ સઘળા ચારે દેશોની ભાષામાં વધતું ઓછું મળતાપણું જણાવાથી ઇંગ્રેજ સરકારે ચારે દેશોને જોડી દઇ તેમને ગુજરાતનું સામાન્ય નામ આપ્યું. પણ સરકારે આપણા આખા હિંદુસ્તાન દેશની ભાષાઓને લગતી તપાસ કરનારૂં એક ખાતું ( Linguistic Survey Of India ) રચાર્યું છે, તે એવાં ઉપર ઉપર આવે એમ લાગે છે કે કચ્છી કાંઇ ગુજરાતીને મળતી નહિ પણ સિંધીને મળતી છે, અને ગુજરાતીને મળતી તો રાજસ્થાની ભાષા અને ખાનદેશી ભાષા તથા લોકોની ૩૦ બોલીઓ છે. આમ હોવાથી આ સઘળી ભાષા બોલનારાઓને ૧૯૦૧ ના સાલની વસ્તીની ગણત્રી વેળા ગુજરાતી બોલનાર દાખલ લઇને ગુજરાતી બોલનારાઓની સંખ્યા ૯૪,૨૮,૫૦૧ ની યાને લગભગ એક કરોડ માણસોની જાહેર કરવામાં આવી છે.

ગુજરાતી ઉપરથી ખાસ બીજી કોઇ નિકળી નથી. પણ થોડા થોડા માઇલને અંતરે બોલી બદલાય છે ખરી. ઉત્તર અને દક્ષિણ ગુજરાતની

બોલીઓમાં ફેર છે. સુરતી અને અમદાવાદી ગુજરાતીમાં ફર્ક છે. ગુજરાતી વળી પશ્ચિમ હિંદુસ્તાનની મુખ્ય વેપારી ભાષા છે, માટે જે જે લોકમાં તેનો વપરાસ છે તેઓ તેને હેરફેર વાપરે છે. હિંદુ, પારસી, અને મુસલમાન કોમની એ ભાષા છે, તે ઉપરાંત દક્ષિણ હિંદુસ્તાનમાં રેશમી કાપડના વણકરોનું એક સંસ્થાન છે ત્યાંના ઘણા લોકો ગુજરાતી બોલી બોલે છે, કે જે "પતુલી" ને નામે ઓળખાય છે. આ લોકો સેંકડો વર્ષો ઉપર ગુજરાત છોડી ત્યાં ગયા ત્યારે પોતાની ભાષા પણ ત્યાં લઈ ગયા હતા.

ગુજરાતીની હદ બહોળી છે. ગુજરાત ઉપરાંત આ ભાષાનાં ડાળપાંખડાં ઘણાં આગળ વધી ગયાં છે મુંબઈ ઇલાકામાં ૪૭૫૭૫૮ માણસો, ગાયકવાડી રાજ્યમાં ૧૦૮૮૦ માણસો અને બીજા ભાગોમાં ૧૯૩૮ લોકો ગુજરાતી ભાષા વાપરે છે, તે ઉપરાંત ઉપર કહ્યું તેમ ખાનદેશીને નામે ઓળખાતી બોલી તેમજ ભીલ લોકોમાં વપરાતી બોલીઓ ગુજરાતીના વર્ગમાં ગણાઇ છે. ૧૮૯૧ ની વસ્તીની ગણત્રી વેળા ખાનદેશી અથવા અહીરોની બોલીને મરાઠીની અને ભીલ લોકોની બોલીઓને મુડાવંશની ગણવામાં આવી હતી. હિંદુસ્તાનની ભાષાઓની મરવાઇ કરનારાં ખાતાંએ આજે ખાનદેશી અને ભીલી બોલીઓને ગુજરાતી ઉપરથી રચાયલી સિદ્ધ કીધી છે, તેમજ ગુજરાતી અને તેની લગોલગ આવેલી રાજસ્થાની ભાષાઓને એક બીજા સાથ જોડનારી દાખલ આ બોલીઓને ગણવામાં આવી છે. મુંબઇ અને વડોદરામાં ૪,૮૮,૦૦ માણસો ગુજરાતી બોલે છે તેઓમાં ભીલ અને ખાનદેશી બોલી બોલનારા ૭,૬૨,૬૭૦ માણસોને ઉમેરતાં ૧૨॥ લાખ લોકો ગુજરાતી વાપરનાર ગણાયા છે. સાતપુડા પર્વતની દક્ષિણે ખાનદેશ જિલ્લો આવેલો છે, જ્યાંથી દક્ષિણે સુરતથી નાસક સુધીના જિલ્લામાં નાસકી, ધોડિયા, ગામટી, ચોધરી, વગેરે જંગલી લોકો ખાનદેશીને મળતી બોલી બોલે છે. ભીલ લોકોમાં ૩૦ થી વધારે બોલી બોલાય છે, પણ એ સઘળી તેમજ સઘળી ખાનદેશી બોલીઓ ઉગમણી ગુજરાતી જેવી છે.

પણ એટલું જ નથી, જેને આપણ રાજસ્થાનીને નામે ઓળખિયે

છિયે ત્યાં બોલાતી મેવાતી, માલ્વી, જયપુરી અને મારવાડી, એ સર્વે બોલીઓને ગુજરાતી સાથે મોટો સંબંધ છે. અહીંના લોકો ગુજરાતી સમજી શકે છે, અને આપણુ ગુજરાતીઓ તેમની બોલી સમજી શકિયે છિયે. રાજસ્થાની તે રાજપુતાણાનાં રાજસ્થાનોમાં બોલાતી બોલીઓ છે, જે એક કરોડથી વધારે લોકો બોલે છે. એ બોલીઓ જેટલી ગુજરાતીને મળતી આવે છે તેટલી રાજસ્થાનની આસપાસ બોલાતી હિંદી કે મરાઠીને મળતી આવતી નથી. રાજસ્થાન અને ગુજરાત વચ્ચે સેંકડો વર્ષથી ઐતિહાસિક સંબંધ છે, અને તેથીજ આ બંને પ્રાંતો વચ્ચેની ભાષાઓ વચ્ચે પણ નિકટનો સંબંધ છે.

આપણે આગળ જોઇ ગયા તેમ મધ્ય દેશમાં વસેલા બીજા આર્ય ટોળામાંના લોકો મથુરાથી ઉતરી પડી ગુજરાતમાં દાખલ થયા હતા, અને ત્યાં વસનારા પહેલા આર્ય ટોળાના લોકોને વિખેરી પોતે ગુજરાતના ધણી થયા હતા. આથી ગુજરાત પણ મધ્ય દેશમાં ગણાયુંછે, અને ગુજરાતી તથા રાજસ્થાની એ બંને ભાષાઓ મધ્ય દેશની ભાષાઓ સાથે સંબંધ ધરાવનારી છે. તો પણ તેઓમાં આસપાસ વસેલા પહેલા આર્યોની ભાષાઓનો ભેળ થયલો છે. જેમ રાજસ્થાની ભાષાના ગ્રંથો દેવનાગરી લિપિમાં લખાયા છે, તેમ પુરાણા ગુજરાતી ગ્રંથોપણ એજ લિપિમાં લખાયલા મળે છે.

## ગુજરાતને નામ આપનાર ગુર્જ્જર લોકો.

ગુજરાતમાં એક પછી એક પરદેશી લડવૈયાઓનો દોર બહુ ચાલ્યો છે. આજેપણ ગુજરાતમાં જેટલી કિસમના દેશી અને પરદેશી લોકો વસે છે તેટલા બીજા પ્રાંતોમાં ન હશે. જેમકે આજે યુનાની, બલ્ખી, હુનુ, શક, ગુર્જ્જર, જાડેજા, કાઠી આરબ, વગેરે લોકો ગુજરાતમાં વસે છે. મુસલમાનો તો સેંકડો વર્ષના ગુજરાતના રહીશ થઈ લાગ્યા છે, પણ પારસીઓની વસ્તી તો હજારો વર્ષથી છે.

ઉપલા પરદેશી લોકોમાં આપણે ગુર્જ્જર લોકનું નામ જોયું છે. આ ગુર્જ્જર અથવા ગુજર લોકો ઉપરથી આપણી ગુજરાતની ભૌમાને

અને ગૂજરાત પ્રાંતને નામ મળ્યું છે. એ ગૂજર લોકો હિંદુસ્તાનના વતની નથી. તેઓ ઇસવી ૫ મી સદીને શુમારે હિંદુસ્તાનમાં વાવ્ય ખુણા તરફથી દાખલ થયલા જણાય છે. આ લોકો બે ભાગમાં વહેંચાયલા છે, એક ઉત્તરના ગૂજરનો અને બીજો દક્ષિણના, ઉત્તરના ગૂજરોએ પંજાબમાં જઇ બે જિલ્લાઓ વસાવી તેમને ગુજરાત નામ આપ્યું. દક્ષિણના ગૂજરો જે પ્રાંતમાં ઠરીઠામ થયા તેને પણ તેમના નામ ઉપરથી ગૂજરાતનું નામ મળ્યું.

ડૉ૦ ગ્રીઅરસન પ્રમાણે ઇરાનના પશ્ચિમ ભાગમાં આવેલા કુર્દીસ્તાન અથવા ગુર્જીસ્તાન પ્રાંત ખાતેથી આ ગૂર્જર લોક આવ્યા હતા. ડૉ૦ભાઉ દાજીના માનવા પ્રમાણે વનરાજ ચાવડો જે એક ગૂર્જર સરદાર હતો તેણે ગૂજરાતમાં પોતાના ગૂર્જર વંશની પહેલી સ્થાપના કરી હતી આ વિદ્વાન જણાવે છે કે એ પ્રાંતનું નામ ગૂર્જરાષ્ટ્ર (એટલે ગૂર્જર લોકોનો દેશ) એ ઉપરથી પડ્યું નથી, પણ "ગૂર્જરત્ર" (એટલે ગૂર્જર લોકોથી રક્ષણ થયલો દેશ)' એ ઉપરથી પડ્યું છે; અને એ નામ ઇસ્વી ૮ મી સદીમાં તેને મળ્યું હતું. એટલે જે ગૂર્જરોના હિંદુસ્તાનમાં આવ્યા પછી ૩૦૦ વર્ષે તેઓએ ગૂજરાત વસાવ્યું હતું.

પાલનજી બરજોરજી દેસાઇ.

## આનન્દમોહન બસુ.

---

ગયા થોડા માસમાં આપણા આકાશમાંથી ત્રણ ચાર ઉજ્જ્વલ નક્ષત્રો હમેશને માટે વિલુપ્ત થઈ ગયાં છે. આનન્દમોહન બસુ ત્હેમાં અતિ પ્રકાશમાન્ હતા. ગઈ તા. ૨૦ મી ઑગસ્ટ ને સોમવારના સંધ્યાકાળે ૬।। વાગે ત્હેમનો અમર આત્મા આ મર્ત્યધામથી વિદાય થયાના સમાચાર ફેલાયા. સ્વદેશબાલકોમાં તે દિવસથી શોક શોક છવાઈ રહ્યો. એક વરસથી લગભગ તેઓ રોગશય્યામાં હતા છતાં પણ ત્હેમનો પ્રભાવ અને મુખાકૃતિ અનેક દેશહિતચિંતકોને પ્રેરણા અને ઉત્તેજના આપી શકતાં. પણ તે મુખ, તે જીવન, હવે પાર્થિવ રહ્યું નથી. પંચભૂતમાં પંચભૂતી પૂતળું મળી ગયું છે, પણ અમર છે હજૂ ત્હેનો સુયશ, ત્હેનું સચ્ચરિત્ર, અને જીવનસૌરભ. તેજ હવે આપણું રહ્યું છે, ત્યારે ત્હેનું ગૌરવ સમજી કીર્તિગાથા ઉકેલીયે.

બંગાળના મયમનસિંહમાં આવેલા નવસિદ્ધિ નામે ગામમાં ઈ. સ. ૧૮૪૭ માં આનન્દમોહનનો જન્મ થયો હતો. તેઓ પદ્મલોચન બસુના બીજા પુત્ર થતા હતા. ત્હેમના પિતાની સ્થિતિ તે વખતે ઘણી સારી હતી. બંગાળી તરૂણોને સાધારણ રીતે જેવી કેળવણી મળે છે તેવી પ્રાથમિક કેળવણી લીધી હતી. પ્હેલાં બંગાળી નિશાળમાં ભણી ત્હેની સ્કૉલરશિપની પરીક્ષા ઉંચે નંબરે પાસ કરી સ્કૉલરશિપ મેળવી હતી. ત્યાર પછી ઈ. સ. ૧૮૬૨ માં પ્રવેશિકા અથવા મૅટ્રીકની પરીક્ષા પસાર કરી ૧ લા વર્ગની સ્કૉલરશિપ મેળવી. એફ. એ., અને બી. એ. ની પરીક્ષામાં તેઓ સૌથી પ્હેલે નંબરે આવ્યા હતા. ગણિત જેવો ગુંચવાડા ભરેલો વિષય લઈને એમ. એ. માં બેઠા અને ત્હેમાં પણ સર્વોચ્ચસ્થાને આવ્યા. યુનિવર્સિટિના વાઇસ ચૅન્સેલરે ડીગ્રી આપતી વખતના ભાષણમાં જણાવ્યું હતું કે મી. બોસના ઉત્તરો કેમ્બ્રીજના સારા ગણિતવિદ્યાર્થીથી પણ આપી ન શકાય તેવા ઉત્તમ હતા. ત્હેમના વખતના વિદ્યાર્થી માટે આ શબ્દો કાંઈ ઓછા ગૌરવના કહેવાય નહિ.

ઇ. સ. ૧૮૭૦ માં પ્રેમચંદ રાયચંદની સ્કૉલરશિપથી કેમ્બ્રિજ ગયા

અને હિંદુસ્તાનના સૌથી પ્હેલા "રૅન્ગ્લર" થઈ આવ્યા. સુભાગ્યે ત્હેમના પછી હિંદી "રૅન્ગ્લરો" વધતા જાય છે.

વિદ્યાર્થી અવસ્થામાં ત્હેમણે હવે છેલ્લી પરીક્ષા આપી. વિલાયતમાં ચાર વરસમાં બારીસ્ટર થઈ સ્વદેશ પાછા ફર્યા; અને તે અવસ્થામાં જે ઉજ્જ્વલ કારકીર્દિ બતાવી હતી ત્હેવીજ બારીસ્ટરના ધંધામાં પણ મેળવશે એવી આશા આપવા મંડ્યા. પણ સ્વદેશ સેવાનું ચટકું તેઓ ઇંગ્લંડમાં વિદ્યાર્થી અવસ્થામાં હતા ત્યારથીજ લાગ્યું હતું. અને ત્હેમની ઉત્તમ શક્તિઓ હવે તેજ વ્યાપારમાં રોકાવા માંડી. ત્હેમના ઉન્નતચરિત, ઉદાર સ્વભાવને ઉદરંભરી પણાનું વ્રત તુચ્છ લાગ્યું; અને ત્હેમની વિચક્ષણ બુદ્ધિ, અસાધારણ વાકછટા અને અદ્દભુત બારીક નજર ત્હેમની બહિ રહ્યા એટલે સ્વદેશવ્રત આદરણીય જણાયું.

આનન્દમોહન બસુ કલકત્તા વિશ્વવિદ્યાલયના સદસ્ય હતા અને ત્હેની સીનેટ અને સિન્ડીકેટમાં તેઓ આગેવાન ભાગ લેતા હતા. ત્હેમાં હમણાં પ્રેમચંદ રાયચંદની સ્કૉલરશિપમાં સુધારેલા જે નિયમો છે ત્હેમાંના ઘણા આનન્દમોહનની સૂચના અને ઉદ્યોગથી પસાર થયા હતા. આપણા દેશમાં ભૂવિદ્યાનું શિક્ષણ આપવાની જરૂરીયાત વિષે ત્હેમણે યુનિવર્સિટી સન્મુખ એક ઉપયોગી ભાષણ કર્યું હતું. અને ત્હેને પરિણામે તે વખતના ડાઇરેક્ટર સર આલ્ફ્રેડ ક્રોફ્ટ પ્રેસિડેન્સી કૉલેજમાં ભૂવિદ્યા શીખવવાનો બંદોબસ્ત કર્યો હતો. ગુણગ્રાહિ લૉર્ડ રિપને આનન્દમોહન બસુને કેળવણીના કમિશનમાં એક સભાસદ નીમ્યા હતા. અને ત્હેમાં પણ ત્હેમણે સારી સેવા બજાવી હતી. આ બધી મી. બસુની પરોક્ષકીર્તિની વાત થઈ. પ્રત્યક્ષકીર્તિના કામોમાં કલકત્તાની "સિટી કૉલેજ" અને "અૅલ્બર્ટ કૉલેજ" છે. ઈ. સ. ૧૮૭૯ ના જાન્યુઆરી માસમાં પ્રાતઃસ્મરણીય બાબૂ સુરેન્દ્રનાથ બૅનરજી, પંડિત શિવનાથ શાસ્ત્રી અને આનન્દમોહન બસુએ કલકત્તામાં એક "સિટીસ્કુલ" સ્થાપી. બાબુ સુરેન્દ્રનાથ આ શાળાના પ્હેલા શિક્ષક હતા. પંડિત શિવનાથ એના પ્હેલા મંત્રી અને બાબૂ આનન્દમોહન ત્હેના પ્હેલ વ્હેલા પોષક હતા. મી. બોસ છેક પ્હેલેથી તે આજસુધી આ સંસ્થાનું અર્થ અને સામર્થ્ય બન્ને વડે પોષણ કરતા હતા. સુરેન્દ્રનાથ બેનરજીએ અને પંડિત શિવનાથ શાસ્ત્રીએ તે સાથેનો સંબંધ પછીથી છોડી દીધો હતો. પણ મિ. બસુ બીજી

પ્રવૃત્તિઓ સાથે એ ભાર ધીરજથી વહે જતા હતા અને મરણકાળે પોતાનો બધો ભાર ટ્રસ્ટિઓને સોંપી નિશ્ચિન્ત થયા હતા.

બાબુ આનન્દમોહન બસુ ઇંગ્લંડમાં હતા તે વખતે હિંદી સ્ત્રીઓને કેળવણી આપવાના સંબંધમાં સ્વ. દ્વારકાનાથ ગાંગૂલી, સ્વ. દુર્ગામોહન દાસ, વગેરેના પ્રયત્નથી મિસ. એક્રોઇડની દેખરેખ નીચે "હિન્દુમહિલા વિદ્યાલય" સ્થપાયું હતું. વિલાયતથી પાછા ફરીને આનન્દમોહન સ્વ. દુર્ગામોહન દાસને મળ્યા અને હિંદુ સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી આપવા સંબંધી પોતાની યોજના જણાવી અને પરિણામે બાલિગંજની એક વાડીમાં "બંગમહિલા વિદ્યાલય" સ્થાપ્યું. અને હેના ખર્ચનો ભાર સ્વ. આનન્દમોહન બસુ અને સ્વ. દુર્ગામોહન ઉપાડવા લાગ્યા. આગળ જતાં આ વિદ્યાલય બૅથ્યુન સ્કુલ સાથે ભળી ગયું અને "બૅથ્યુન કૉલેજ" નું સ્વરૂપ બંધાયું. સ્ત્રીઓને ઉચ્ચ કેળવણી લેવા માટે આ બૅથ્યુન કૉલેજ એક ઘણી સારી સંસ્થા છે. સ્ત્રીકેલવણી માટેના પ્રયાસો માટે બંગનારીકુલ હેમનું અતીવ આભારી છે.

આજકાલ સુધરેલા મંડળમાં સ્વદેશદાઝ એક ઉત્તમ સદ્‌ગુણ ગણાય છે અને સુભાગ્યે "સ્વદેશી" ની સંખ્યા થોડી નથી; પણ આજથી ત્રિસેક વર્ષ ઉપર સ્વદેશપ્રેમીઓની ફક્ત મુઠ્ઠીભર સંખ્યા હતી. એવા વિરલા જનોમાં તે વખતે આપણા આનન્દમોહન બસુ એક હતા.

ઈ. સ. ૧૮૭૬ માં રાજકીય ચર્ચાસાર "ભારત-સભા" ની સ્થાપના થઈ. અને હેમાં પ્હેલ વ્હેલા અગ્રેસરો તરીકે સુરેન્દ્રનાથ બેનરજી, શિવનાથ શાસ્ત્રી અને આનન્દમોહન બસુ બ્હાર પડયા. આ ભારત-સભા આજ સુધી જીવિત છે અને સ્વદેશ સેવા બજાવે જાય છે.

મદ્યપાનથી આપણો દેશ રસાતાળ જતો જાયછે તે વાત પણ હેમની નજરથી બ્હાર હતી નહિં. મદ્યનિષેધ માટે મહાભારત કામ કરનારાઓમાં આનન્દમોહન પણ એક હતા.

ઇંગ્લાંડની રાજસભામાં હિંદુસ્તાનની રાજનીતિ વિષે ચર્ચા ફેલાવેલી શરૂ થઈ તે પણ હેમના પ્રયાસે. પચીસ વર્ષ ઉપર બ્રાઇટનમાં હિંદુસ્તાન માટે ઇંગ્લીશ રાજનીતિ પર વ્યાખ્યાન આપી ઇંગ્લંડના લોકોને છક કરી દીધા હતા. કૉસેટ જેવાઓએ હેમની અદ્‌ભુત પ્રતિભા અને વક્તાની બારે

તારીફ કરી હતી. કેટલાક વર્ષ પછી તબિયત લથડી પડવાને લીધે તેઓ ફરી પાછા ઈંગ્લંડ ગયા. શરીર સુધારણા માટે એ યાત્રા હતી; પણ સ્વદેશવ્રત એવું કારી છે કે તે સ્વસ્થ રહેવા દેજ નહિ. ઈંગ્લંડ જઇને પણ વિશ્રાન્તિ લેવાને બદલે પાછા રાજનૈતિક ચર્ચામાં ઘૂમવા મંડ્યા. કંઈ કંઇ યોજનાઓ, કંઇ કંઈ કાર્યો અને ભાષણો આદર્યાં અને દેશહિત દેશહિત એજ તેમનો જીવનમંત્ર બની રહ્યો. પરિણામે શ્રમશીલ જીવનને સ્વાસ્થ પાછું ન મળ્યું. સંપૂર્ણ ક્ષીણ હાલતે તેઓ આખરે સ્વદેશ પાછા ફર્યા. પણ તે દિવસ કેવો સોનાનો હતો! તા. ૧૬ મી સપ્ટેમ્બરે ટાઉનહૉલમાં હેમને આવકાર અને અભિનંદન દેવા એક ગંજાવર સભા ભરાઈ હતી. અને ત્યાં આગળ આભારનો જવાબ આપતાં હેમને મૂર્છા આવી હતી. ત્યારનો તેમને તે રોગ લાગુ થયેલો અને આખરે તેજ હેમનો કાળ નીવડયો: મરણ કાળે તેવીજ મૂર્છા આવી હતી અને પછી તે મૂર્છા વળીજ નહિ.

ગઈ તા. ૧૬ મી ઑક્ટોબરે બંગભંગના બંગાળના મેળાવડામાં જેણે આ દેખાવ જોયો હશે તે કદિ ભૂલશે નહિ.

જીવન અને મરણને સંધિસ્થલે આવી ચૂકેલા પથારીવશ કર્મવીર આનન્દમોહન બસુ સ્વદેશભક્તજનોને ખંધે ટેકીને બંગભંગની ગંજાવર સભામાં હાજર થયા હતા. પાતળા ધ્રુજતા હાથ, અને અતૂલ વિશ્વાસથી હસતાં મુખે અખંડ બંગની લોકહૃદયમાં સ્થાપના કરી. બંગાળીઓના જાતીયજીવનની ઘોષણા કરી. કેવી તે વખતની ઉન્માદિની શક્તિ! રાહુના કવલમાં પડતા ચન્દ્રની ક્ષીણ જ્યોતિ કેવી મનોહરંગ કેવી વિષાદમય હોય છે! બંગાળીઓ તે કદી વિસરી શકશે નહિ. તે દિવસ જેવી નિ:શબ્દ બલવતી વક્તૃતા બંગાળે કદી સાંભળી હતી નહિ. છેલ્લી ઘડિ સુધી પણ સ્વદેશ! ધન્ય **આનંદમોહન**! ધન્ય બંગભૂમિ! આનન્દમોહનનો અદમ્ય ઉત્સાહ, અસીમ ઉદ્યમ, અને ધર્મજ્ઞાનની તુલના ક્યાં મળશે! એ નિર્ભય, સ્વતંત્ર, એક ટેકે વળગી રહેનાર કર્મવીરનો જોટો નહિજ મળે! ભારતમાતાને બારણે બારણે એવા પુત્રો પ્રકટો!

અત્યારસુધી આપણે આનન્દમોહન બસુના બીજા ગુણો તપાસ્યા. આજ સુધારક રૂપે, શિક્ષા વિભાગ અને રાજનીતિના ક્ષેત્રના અગ્રણી રૂપે બેશક

હેમણે કીર્તિ મેળવી છે, પરંતુ એ બધાંનું મૂળ જે ધર્મવિશ્વાસમાંથી ઉગે છે તે જોવું હજી બાકી છે.

જે વખતે મહાત્મા કેશવચન્દ્ર સેન; મહર્ષિ દેવેન્દ્રનાથ ટાગોર સાથે મળીને બ્રાહ્મસમાજનો નવીન યુગ રચતા હતા તે શુભ ક્ષણે જે ધર્મપિપાસુ આત્મા બ્રાહ્મ ધર્મથી આકર્ષિત થયા હતા ત્હેમાં આપણા આનન્દમોહન પણ એક હતા. વિદ્યાર્થી અવસ્થામાંજ હેમનું તે તરફ વલણ હતું. ઈ. સ. ૧૮૬૯ માં પંડિત શિવનાથ શાસ્ત્રી અને આનન્દમોહન બસુ એ બન્નેએ સાથે કેશવચન્દ્રસેન પાસે બ્રાહ્મદીક્ષા લીધી.

કેશવચન્દ્રસેને જ્યારે " ભારતવર્ષીય બ્રાહ્મ સમાજ " સ્થાપી ત્યારે આનન્દમોહન તન, મન અને ધનથી હેમની કુમકે હતા; અને કેશવચન્દ્ર સેનની સાથે એકજ સ્ટીમરમાં તેઓ વિલાયત ગયા હતા. ઈંગ્લંડથી પાછા ફર્યા પછી બમણા ઉત્સાહથી ધર્મના કામમાં મન રોકવા લાગ્યા. ત્યારથી ધર્મજ હેમની એક માત્ર સાધનાની વસ્તુ, તેજ એક હેમનું વાંછિત ધન અને જીવનઉદ્દેશ થઈ પડ્યો હતો. મુંબાઈમાં શોક દર્શાવવા માટે મળેલી સભામાં મિ. વાચ્છાએ હેમની ધાર્મિકતાની અચ્છી તારીફ કરી હતી. ધર્મના આદર્શનું કામ ન હોય તો તેઓ જરાપણ હેમાં હાથ નાંખતા નહિ. મત્સ્ય જેમ પાણીમાં, વિહંગમ જેમ વિયતમાં વિચરે તેમ ભગવદ્ભક્ત આનન્દમોહનનો આત્મા ધર્મમાર્ગમાં વિહરતો. શિક્ષાસુધારણા અને રાજકીય આન્દોલનમાં હેમની શક્તિનું સામર્થ્ય હેમના આ ધર્મવિશ્વાસનેજ આભારી હતું.

બ્રહ્મોપાસનામાં, ધર્મના પ્રસંગોમાં હેમને જે આનંદ, સંતોષ અને શક્તિ સ્ફુરતાં હેવા બીજા કોઈ કાર્યમાં થતાં નહિ. હેમની જીવનવીણાનો જે લલિત અને મધુર રવ જગતને મુગ્ધ કરી ગયો છે તે રવની રમઝટ ઉઠાવનાર અંગુલી હેમનો ધર્મ હતી. માનવદૃષ્ટિથી અગોચર રીતે ભૂમિમાં બીજ ઓવાય છે, અગોચર રીતેજ તે અંકુરિત થાય છે, છતાં ફળફુલવતું વૃક્ષ બધાને મોહિત કરે છે, તેવીજ રીતે ધર્મબીજ માનવોથી અગોચર આનન્દમોહનના હૃદયક્ષેત્રમાં ઓવાઈ તેવીજ રીતે અંકુરિત થયું અને જગતની આગળ આનન્દમોહન બસુ એક ધર્મવીર, કર્મવીર તરીકે જણાયા. બ્રાહ્મ સમાજના પોષક, રાજચર્યાના અગ્રણી, શિક્ષાપદ્ધતિના સંસ્કારક તેઓ હતા. આ બધા કાર્યોમાં યોજાયલી હેમની શક્તિ સાચી પોતાની, સાચી

હેમાં સાહસ ઉછળતું, શાથી ગૌરવ શોભતું તે કોણ કહી શકશે? ધર્મના ગૌરવે જેના હૃદયમાં સ્થાન મેળવ્યું છે તે કદી આનન્દમોહન બસુની ભક્તિથી ભીંજાયલી આંખો વિસરી શકશે નહિ અને તેજ આનન્દમોહનની હૃદયતંત્રીનો મહાન સુર પામી શકશે. ધાર્મિક વિના ધર્મપ્રાણ મહાત્માને કોણ સમજી શકે? ભક્તિ અને વિનય એ આનન્દમોહનના ચરિત્રના ખાસ ગુણો હતા. જેમણે ત્હેમની ભગવદ્‌ભક્તિ જોઈ છે ત્હેમને ત્હેમનું જીવન જીવતું જ છે.

---

## દુઃખીયાંનાં બેલી.

('દાં લાગ્યો ડુંગરમાં ક્હાના ક્યાં જઈ વસીયે:'
ભગવતી બાઈ **મીરાંના** એ ભજનની ધૂનમાં.)

ધા સુણીયે દુઃખીયાંનાં વ્હાલાં! બંધુ બનીયે:
બંધુ બનીયે રે એનાં બેલી બનીયે: ધ્રુવ૦

એકજ જનનીનાં જાયાં: એકજ શિરછત્ર છવાયાં:
રંકબાંહુનાં રખવાળાં લેઇયે: ધા૦

બેલડીયાં વ્હાંય બરોબર રહેવા સરજ્યાં શું સહોદર?
દુઃખે દુઃખીયારાં આળાં અંતર ચાંપીયે: ધા૦

દુઃખીયાંના કેડી બંધન રચીયે ઉર આંગણ નન્દન.
દીનને દ્વારે દયાસાગર રેલીયે: ધા૦

દુઃખીયાંનાં દેવ સહાયક: દીનનાં તો સંતન સેવક.
રંકને પગલે પ્રભુ–લીલા ન્યાળીયે: ધા૦

સૈયારી મીજલસ ભરીયે: હૈયાંને હેલે ચ્હડીયે:
વિભુના વ્હાલપનાં રૂડાં જ્યોતિ વન્દીયે: ધા૦

લલિત.

---

## ફતેહપુર સિક્રિ.

ભારતવર્ષના અને વિશેષ કરી મુસલમાની રાજ્યના ઇતિહાસમાં દિલ્લીના બાદશાહ અકબરનું નામ જગતમાં પ્રસિદ્ધ છે. તે હજુ સુધી મુસલમાન બાદશાહોમાં અત્યન્ત બુદ્ધિમાન, નીતિકુશળ, દૂરદર્શી, યોગ્ય અને ન્યાયપ્રિય ગણાય છે. વાસ્તવમાં, બાલ્યાવસ્થામાં કોઈ પણ પ્રકારની શિક્ષા અથવા કોઈ પણ જાતનો અનુભવ પ્રાપ્ત કર્યા વગર, આવા મોટા રાજ્યના સ્વામી થઇ બેસવું અને પરસ્પરમાં વિરોધ દુશ્મનાઇ વધારનારાં રાજ્યોને છતી પોતાને તાબે કરી તેનું એક મહાસામ્રાજ્ય સ્થાપવું, અને તેને વાસ્તે એવી નીતિનું અવલમ્બન કરવું કે જેથી તે રાજ્ય યુગયુગાન્તર લગી પ્રસિદ્ધ રહે, એ સહુ અલૌકિક બુદ્ધિનું કામ છે. હીંદુઓને ઉંચી ઉંચી પદવીઓ આપીને અને તેમને સન્માનિત કરીને પોતાના પક્ષમાં લઇ લેવાં અને પ્રસિદ્ધ પ્રસિદ્ધ હિંદુ રાજ્યોં સાથે વિવાહસમ્બન્ધ જોડી પોતાનો પગ આગળ કેરવવો અને સાથેજ પોતાના ધર્મમાં ધીમે ધીમે ફેરફાર કરી તેને હિંદુઓને અનુકૂળ ઢંગ પર લાવવો કે જેથી ચુસ્ત મુસલમાનો સિવાય બીજો કોઈ વિરોધ ન કરી શકે, તે અકબરનીજ ભાગ્યપટલિકામાં લખ્યું હતું. જો અકબરની આ નીતિ તેની પાછળ પણ ચાલી હોત અને ઔરંગઝેબે પોતાના ચુસ્તપણાથી તેમાં ઉલટપાલટ ન કરી હોત તો આજ સુધી ભારતવર્ષમાં મુગલોનુંજ રાજ્ય હોત; હિંદુ રાજ્ય કદાચિત કહિ નામ માત્રનુંજ રહ્યું હોત. પરન્તુ ઇશ્વરની બલવાન ઇચ્છા આગળ કોનું ચાલે છે? તેણે જે ધાર્યું હોય છે તેજ થાય છે. ગમે તેમ હો. પણ અકબરની પ્રશંસા, તેની નીતિકુશળતા અને બુદ્ધિને માટે સદાને વાસ્તે રહેશે. અને ઔરંગઝેબ સદાને વાસ્તે નિન્દિત રહેશે. કારણ, અકબરની નીતિથી ઉલટા ચાલીને તેણે ભારતવર્ષના મુસલમાની રાજ્યની જડ પોતાને હાથે ઉખાડી નાંખી.

આજનો વિષય અકબરનું જીવન ચરિત લખવાનો નથી. તેના રાજ્યની મુખ્ય મુખ્ય ઘટનાઓ સર્વ ઇતિહાસપ્રિય લોકોને પૂર્ણ રીતે માલુમ હશે. આજ તેની એક રાજધાનીના વિષયમાં કાંઇ લખવા ઇચ્છા છે. અકબરે પહેલાંતો તેની રાજધાની દિલ્લીમાં અને પછી આગ્રામાં

કરી. સંસારમાં આહે ગમે તેવો કોઇ મોટા પ્રતાપી બળવાન્ અથવા ધનવાન્ હોય, પણ તેને પણ કંઇ કંઈ વાંચ્છાઓ હોયાજ કરે છે. અકબરને બધું હોવા છતાં પણ સન્તાન ન હોવાથી અથવા એમ કહીએ કે એવાર થઇને જીવતાં ન રહેવાથી મોટી માનસિક વ્યથા હતી. આગ્રાની દક્ષિણપશ્ચિમ તરફ ૨૪ માઇલે છેટે એક ન્હાના સરખા ગામમાં એક પ્રસિદ્ધ ફકીર શેખ્ સલીમ ચિશ્તી રહેતો હતો. તેણે અકબરને એવો આશિર્વાદ દીધો હતો કે ત્હેને એક પુત્ર થશે. ઈ૦ સ૦ ૧૫૬૯ માં, જ્યારે અકબર રણથમ્બોરનો કીલ્લો જીતી પાછો આવ્યો ત્યારે તે ચિશ્તીની મઝારતપર કેટલીકવાર ગયો હતો અને દસ દસ વીસ વીસ દિવસ સુધી રહ્યો હતો. આ વખતો વખત્ જવાનું પરિણામ એ થયું કે ત્યાં તેણે પોતાને રહેવાને વાસ્તે એક સ્થાન બનાવરાવ્યું. શેખ સાહેબે એક મસજીદ અને મઝાર બંધાવવાનો પ્રારંભ કર્યો. દેખાદેખી, અકબરના મન્ત્રીઓ અને દરબારીઓએ પણ પોત પોતાને રહેવાને વાસ્તે સ્થાન બનાવરાવ્યાં. સન ૧૫૭૨ માં જ્યારે અકબર ગુજરાત જીતી ત્યાં પાછો આવ્યો ત્યારે તેણે તે સ્થાનનું નામ ફતેહપુર રાખ્યું. પ્હેલાં ત્યાં જે ગામ હતું તેનું નામ સિક્રી હતું. તેટલા વાસ્તે ઇતિહાસમાં તે સ્થાન ફતેહપુર સિક્રીને નામે પ્રખ્યાત છે. તે વર્ષમાં અકબરની રાણી જોધાબાઇને ફતેહપુરમાં એક પુત્ર પ્રસવ્યો; જેનું નામ શેખ્ સાહેબના માન ખાતર સલીમ રાખવામાં આવ્યું. આગળ જતાં આ સલીમ જહાંગીરના નામે પ્રસિદ્ધ થયો. આ અવસરપર અકબરે આ જગાપર બીજા ઘણા રાજપ્રાસાદ બનાવરાવ્યા અને ચારે તરફ એક પાકી પથ્થરની દીવાલ બંધાવરાવી. ત્યારથી તે વિશેપ કરી અંહિ રહેવા લાગ્યો. પરન્તુ કાળ ઘણો બળવાન્ છે. તે કોઈ વસ્તુને સદા એકજ અવસ્થામાં નથી રહેવા દેતો. પોતાના ચચંલ અને ક્રુર હાથોથી કંઇને કંઈ ઉલટફેર કર્યાજ કરે છે. જ્યાં એક વખત મોટા મોટા રાજપ્રાસાદો હતા, ત્યાં હાલ ખણ્ડેર નજરે પડે છે. તે ફતેહપુરને હાલ જોઇને પૂર્વકાલની રાજશ્રીનો અનુમાનજ માત્ર કરી શકાય છે. કેટલાક દીન સુધી ફતેહપુરની અવસ્થા ઘણી મન્દ હતી, પણ લોર્ડ કર્ઝનની કૃપાથી મરામત થઇ છે અને આશા છે કે હજુ પણ તેવાં સ્થાન આગળને માટે સુરક્ષિત થતાં જશે. કદી આગ્રા જવાનો અવસર મળે તો અવશ્ય ફતેહપુર જોવાની તક ગુમાવવી નહિ. તે સ્થાન જોવા જતાં જે કષ્ટ ઉઠાવવું પડશે તે વળી રહેશે.

આ નગર કહી ગયા છીએ તેમ આગ્રાથી ૨૪ માઇલને છેટે છે. અને આગ્રાથી ફતેહપુર સુધી એક સારી પાકી સડક બનાવેલી છે; જેની બંને બાજુની સુંદર ઝાડોની પંક્તિઓ પોતાની શીતલ છાયાથી પથિકોના શ્રમને દૂર કરે છે. આ નગર ઈ૦ સ૦ ૧૫૬૯ અને ૧૬૦૧ ની વચ્ચે કરવામાં આવેલું છે. તેની ત્રણ બાજુપર ઉંચી પાકી દીવાલ છે, જેમાં ૬-૭ મોટા મોટા દરવાજા છે. આ નગર જોતાં એમ માલૂમ પડે છે કે અકબરના મૃત્યુ પછી તે નગર છોડી દેવામાં આવ્યું હોય અને પછીથી કોઈ વસ્યું ન હોય. જો શેખ સલીમ ચિસ્તીની મજાર અને જામે મસજીદ ત્યાં ન હોત તો આજે લોકો તેને ભુલી પણ ગયા હોત. અને જેટલાં રાજ-પ્રાસાદો હાલ ત્યાં વર્તમાન છે ને સઘળા ખણ્ડેરનાં ખણ્ડેર માલુમ પડતાં હોત. પરન્તુ ઇશ્વરની કૃપાથી ઘણા ખરા પ્રાસાદો ત્યાં હાલ જેમના તેમ વર્તમાન છે, અને અહિંઆં હિંદી સરકારે લાખો રૂપિઆ ખરચીને તેનો જીર્ણોદ્ધાર કરાવ્યો છે, જેથી તેની અવસ્થા હાલ ઘણી સારી છે. ત્યાં જેટલાં ભવન આ સમયે મોજૂદ છે, તે સઘળાં લગભગ લાલ પથ્થરનાંજ બનેલાં છે; તે પથ્થર નિકટના પહાડોમાંથી ખોદી આણવામાં આવતા હતા. અકબરે બનાવરાવેલી ઇમારતોમાં પ્રાયઃ એજ જોવામાં આવે છે કે તેણે લાલ પથ્થરથી ઘણું કામ લીધું છે. સંગે મરમર નામ માત્રનોજ છે.

આગ્રાથી એક સડક ફતેહપુર તરફ ચાલી છે. ત્યાંથી નગરની અન્દર જતાં બે સડકો મળે છે. તેમાંની એક નગરની દક્ષિણપશ્ચિમ તરફ ચાલી જાય છે અને બીજી શાહી મહેલની તરફ આવે છે. આ સડકની બન્ને બાજુપર પ્હેલાં દુકાનો અને ન્હાના ન્હાના મકાનો હતાં અને એક પ્રકારનું ન્હાનું બજાર હતું. અહિં પ્હેલાં જે જોવા લાયક સ્થાન મળે છે તે દીવાને-આમ છે. તેની પૂર્વ તરફ એક મોટો વિશાળ ચોક છે; જે લગભગ ૩૬૮ ફીટ લાંબો અને ૧૮૧ ફીટ પ્હોળો છે. અને પશ્ચિમ તરફ એક ખુલ્લું મેદાન છે. જેમાં પ્હેલાં એક સુન્દર વાટિકા હતી. આ જગાએ રાજભવનો તરફ જવાનો એક રસ્તો પણ પડે છે.

પૂર્વવાળા ચોકની ચારે તરફ ઓરડા બનાવવામાં આવી છે; જેની ઉપર છત્ર રાખવામાં આવ્યાં છે. દીવાને-આમના નામથી જે સ્થાન

પ્રસિદ્ધ છે તે ૩૦ ફીટ લાંબું અને ૨૧ ફીટ પ્હોળું છે. તેની ચારે બાજુએ એક દસ ફીટ પ્હોળો વંડો બાંધેલો છે. પૂર્વવાળા વંડાના ત્રણ ભાગ કરવામાં આવ્યા છે અને વચમાં લાલ પથ્થરની સુંદર જાળી બનાવેલી છે. તે બન્ને જાળીઓની વચમાં ન્યાયાધીશ બાદશાહને બેસવાનું સ્થાન હતું. દીવાને-આમનો જોડે બીજી મોટી મોટી બેઠકો છે; જેમાં લાખો મનુષ્યો બેસી શકે છે. હાલ તે બેઠકો તદ્દન ખરાબ થઈ ગઇ છે. દીવાને-આમની બનાવટમાં કોઈ પ્રકારની વિશેષતા નથી. દિલ્લી અને આગ્રાના કીલ્લામાં જેવી છે તેવીજ બનાવટ તેની પણ છે.

દીવાને-આમના પૂર્વવાળા ચોકમાં, જ્યાં થઇને આવવાનો રસ્તો હતો, ત્યાં પાછા ચાલ્યા જવાથી એક બીજો ચોક મળે છે. તે દીવાને-આમની બરોબર દક્ષિણમાં છે અને ત્યાં આગળ સડક ગોળ થઇને ગયેલી છે. આ બીજો ચોક ૩૨૬ ફીટ લાંબો અને ૨૧૦ ફીટ પ્હોળો છે. તેની દક્ષિણ તરફ અકબરનું દફતરખાનું હતું અને ઉત્તર તરફ તેને રહેવાનું સ્થાન હતું. રાજકાજનાં કામમાં જરૂરનું છે કે દફતર કાર્યકર્તાની સાથેજ હોવું જોઇએ. આ દફતરખાનું ૪૪ ફીટ લાંબુ અને ૨૮ ફીટ પ્હોળું છે. અને તેની ચારે તરફ ૧૮ ફીટ પ્હોળો એક વંડો છે. તેની પૂર્વ અને પશ્ચિમ તરફ એક એક અને ઉત્તર તરફ ત્રણ દ્વાર છે. તથા દક્ષિણ તરફ ત્રણ ખડકીઓ છે. વચમાની ખડકીમાં એક બેઠક કરવામાં આવેલી છે, જ્યાંથી તે પહાડી દેશની શોભા ઘણી રમણીય દેખાય છે. આ દફતરખાનાના દક્ષિણપૂર્વ ખુણામાં એક ગોળ સીડી છે. જેપર થઇને અગાસીપર જવાનો રસ્તો છે. આ ભવનની બનાવટ જો કે સાધારણ છે, તોપણ પથ્થરપર કામ સારૂં કરવામાં આવ્યું છે. એક સમય એવો હતો કે જ્યાં કોણ જાણે કેટલા બધા બહુમુલ્ય કાગળો રાખવામાં આવતા અને હાલ એક સમય એવો પણ છે કે જ્યાં હમેશ ઝાડુ સુદ્ધાં કહાડવામાં આવતું નથી.

ઉપર કહ્યું છે કે દફતરખાનાની ઉત્તર તરફ અકબરને રહેવાનું સ્થાન હતું; જેને લોકો હજુ સુધી મહેલે-ખાસ કહે છે. કેટલાકોનું એવું માનવું છે કે પ્હેલામાં પ્હેલાં આજ સ્થાનો બનાવવામાં આવ્યાં હતાં. દફતરખાનાની બરોબર સામે અકબરનું ખ્વાબગાહ (શયનાગાર) છે. તે એક ન્હાનો સરખો ખંડ છે, તે ૧૪ ફીટ લાંબો અને તેટલોજ

મ્હોળો છે. અહિંથી જોધાબાઇ, સુલતાના બેગમ, મરિયમ આદિના પ્રાસાદો અને મહેલો તરફ જવાને વાસ્તે છાની સડક બાંધેલી હતી, પરન્તુ હાલ ઘણી જગાએથી તે તૂટી ગઇ છે. ખ્વાબગાહની જગા સંદેહ વિના ફતેહપુરસિક્રીમાં સર્વ સ્થાનોમાં ઉત્તમ હતી. તેની બનાવટ અને ચિત્રકારી હજુ સુધી મનને મોહિત કરે છે. આની બરાબર પાછળ એક બીજો ખંડ છે, જેમાં એવું કહેવામાં આવે છે કે, એક સાધુ, જેને અકબર ચાહતો હતો, તે રહેતો હતો. તેમાં ઠેકાણે ઠેકાણે સુંદર સુશોભિત અક્ષરમાં ફારસીની સુશોભિત શયેરો લખેલી હતી; જેમાંથી કેવળ નીચેનીજ વાંચી શકાય છેઃ—

ફર્શે એવાને તોરા આઇનઃ સાજદરે જ્વાં,
ખાકે દર્ગાહે તોરા સુર્મઃ કુનદ હૂરલએન;
કિસરે શાહસ્તઃ બ હર બાબ વ અજ ખુલ્દ બરીં,
સખુને નેસ્ત દરીં બાબકિ ખુશદેસ્ત બરીં.
ગુરફ-એ-શાહ નશીનો ખુશે મંતબુએ બલન્દ,
કહે: દર કિતએ ઇ જિન્નતે આલા તરમીન;
ચું માલિકે હરાકે કુનદ સિજ્દ એ-ખાકે દરે તૂ,
શજિદ અવ ખારિયતે ખાકે દરત ફુદરઃ જબે.

કોટડીની ચારે બાજુએ ધ્યાનપૂર્વક જોતાં જણાય છે કે એમાં આઠ મોટાં મોટાં ચિત્રો ચિતરેલાં હતાં, પણ એમાંથી હાલ એક પણ પૂરૂં નથી. કેટલાંક તો પૂર્ણ નષ્ટ થઈ ગયાં છે. પરન્તુ, જે, છે તે જોતાં એમ માલૂમ પડે છે કે તે હિંદુઓના દેવી દેવતા તથા અન્ય દૃશ્યોનાં ચિત્રો હશે. એક સ્થાને બુદ્ધ દેવની મૂર્તિ છે. બીજાં સ્થાનોપર નાવો બનાવેલી છે. કોઇ ઠેકાણે હરિણનો શીકાર થઇ રહ્યો છે અને કોઇ ઠેકાણે લોકો ઉભા છે. ઇતિહાસમાં આ વાત પ્રસિદ્ધ છે કે અકબરની પાસે ચિત્રોનો સારો સંગ્રહ હતો. તેથી સંભવિત છે કે તેમાંથી કોઇ ચિત્રોની નકલ સાં બનાવરાવી હોય. ગમે તેમ હો, પણ તે કોટડીને સુંદર અને મનોહર બનાવવામાં કોઇ પણ વાતની ખામી રાખવામાં આવી ન્હોતી એમ તરતજ માલૂમ પડે છે.

ખ્વાબગાહની બરાબર સામે એક તળાવ છે જે ૨૯૫ ફીટ લાંબું

પ્હોળું છે. તેની ચારે તરફ પગથીઆં મૂકેલાં છે અને વચમાં એક ઉંચી અગાસી છે; જેપર જવાને વાસ્તે એક પૂલ બાંધેલો છે. તેની પ્હોળાઈ કેવળ ૨૦ ઈંચ છે. આ તળાવમાં પાણી નહેરોમાંથી આવતું હતું. અને તળાવને સ્વચ્છ રાખવા માટે ઉત્તર તરફ એક છીદ્ર રાખવામાં આવ્યું હતું, જેમાંથી પાણી ખરાબ થતાં કહાડી નાખવામાં આવતું.

આ તળાવના ઉત્તરપૂર્વના ખુણા તરફ સુલતાના બેગમને રહેવાનું સ્થાન હતું અને તેની સાથેજ એક બગીચો હતો, જે દીવાને–આમની પશ્ચિમમાં પડે છે. તળાવના ઉત્તરપશ્ચિમ ખુણા તરફ છોકરીઓને ભણવાની સ્કૂલ છે. તે બન્નેની વચમાં અને તળાવની બરાબર ઉત્તરે એક સડક છે જેમાંથી બન્નેમાં આવવા જવાનો રસ્તો છે.

સુલતાના બેગમનો મહેલ બહુ ન્હાનો છે. અર્થાત્ અંદરની કોટડી કેવળ ૧૩ ફ્રીટ લાંબી અને લગભગ તેટલીજ પ્હોળી છે. પરન્તુ બનાવટ તેની એવી સુંદર અને મનોહર છે કે મિ૦ ફર્ગુસનના અભિપ્રાય પ્રમાણે તેનાથી અને બીરબલના ભવનથી વધારે સુંદર અને મનોહર કામની બીજી કોઇ ઇમારત અકબરની બનાવેલી નથી. તેનાથી અધિક સુંદર અને સારી વેલ બુટ્ટીનું કામ કદાચિતજ નજરે પડે છે. તેનાપર વિશેષતા એ છે કે એવું અધિક પણ કામ નથી કરવામાં આવ્યું કે જેથી તે ખરાબ દેખાય. થાંભલાપર અને છતોપર અત્યન્ત સુંદર વેલ બુટ્ટીઓ કહાડવામાં આવેલી છે. કંહિ બગીચો બનાવેલો છે, કંહિ ઝરણાં વહી રહ્યાં છે, કંઈ પશુપક્ષી જલવિહાર કરે છે, અને કંહિ ઘનઘોર જંગલનાં ચિત્રો ખેંચવામાં આવ્યાં છે. ટૂંકામાં તે ધ્યાનપૂર્વક જોવા જેવું છે.

તેની બરાબર સામે છોકરીઓને ભણવાની એક સ્કૂલ હતી, જેમાં બે ખંડ હતા. તેમાં શાહજાદીઓ અને ઉમરાવોની છોકરીઓ વાંચવું લખવું શીખતી હતી.

તે સ્થાનની બરાબર પશ્ચિમમાં એક સ્થાન છે જે "પંચ મહેલ" ના નામથી ઓળખાય છે. તેની બનાવટ વિચિત્ર છે. તેમાં પાંચ ખંડ છે. પહેલા ખંડમાં ૮૪, બીજામાં ૫૮, ત્રીજામાં ૨૦, ચોથામાં ૧૨ અને પાંચમામાં ફક્ત ૪

થાંભલા છે. તેની ઉંચાઈ લગભગ ૬૦ ફીટ છે. પરન્તુ બેસવાનું સહુથી ઉંચું સ્થાન તેનાથી ૧૫ ફીટ નીચું છે, કેમકે ઉપર જતાં ઘુમ્મટ બનાવી દેવામાં આવ્યો છે. આ "પંચ મહેલ" શા અભિપ્રાયથી બાંધવામાં આવ્યો હતો તે કંઇ સમજાતું નથી. સંભવ છે કે ગરમીના દિવસોમાં અકબર ત્યાં પોતાના સ્નેહી મન્ત્રિઓ સાથ બેસતો હોય. તેમાં આવવાને વાસ્તે એક બારણું મુકેલું છે, તે પરથી એમ સમ્ભવે છે કે ત્યાં અકબરની બેગમો રહેતી હોય. ગમે તેમ હો પણ, જગા સુંદર અને સોહામણી છે અને તેના ધોરા-પર જોવાથી ચારે તરફનો દેખાવ સારો માલૂમ પડે છે..

આની પૂર્વે એક મોટા ચોક છે, જેમાં પચીસી રમવાને વાસ્તે પથ્થરની ચોપાટ બનાવવામાં આવી છે.

કર્નલ ટૉડ લખે છે કે વર્ષમાં એક દીવસ બાદશાહિ મહેલોમાં બજાર ભરવામાં આવતું જેમાં વિક્રેતા અમીર ઉમરાવ અને સર્દારો તથા દરબારીઓની મહિલાઓ અને કન્યાઓ રહેતી અને ક્રેતા અકબરની બેગમો. અકબર પણ વેશ બદલી તે ક્રયવિક્રય જોવા જતો. પરન્તુ વાસ્તવમાં તો તે રાજપૂત સ્ત્રીઓનું સતીત્વ ક્રય કરવાને વાસ્તે વેશ બદલતો હતો. તે તે મહિલાઓમાંથી એકને પસંદ કરી લેતો અને તેમને મહેલ સુધી લઇ આવવાનો ભાર દાસીઓને સોંપી પોતે ચાલ્યો જતો જેથી તે ભેદ કોઇ બીજું જાણવા ન પામે. તે મર્દોનું પણ એક બજાર ભરતો જેમાં પોતે ખુશી રીતે ચીજો ખરીદવા જતો. અકબરને આ કુત્સિત નીચ કર્મનું ફલ બિકાનેરના રાજકુમાર પૃથ્વીરાજની સતી સાધ્વી પત્નીએ ચખાડ્યું હતું. એક વર્ષ આ સ્ત્રી સતી પણ તેની જાળમાં ફસાઇ ગઇ અને જ્યારે તેણીએ જોયું કે મને દગો કરવામાં આવ્યો છે, ત્યારે તે કટાર કાઢી અકબરના સામી થઇ અને કહ્યું "રે નીચ નરાધમ ! આજ તને સમાપ્ત કરી તારાં આ કુત્સિત નીચ કર્મને સદાને વાસ્તે રસાતલમાં પ્હોંચાડીશ." અકબર બળહીન થઈ તેના પગમાં પડ્યો અને ક્ષમા માગી તેણે તેની સાથે એવી પ્રતિજ્ઞા કરી કે આજથી હું આ કર્મ છોડી દઇશ. હમારા પાઠકોને વિદિત હશે કે આજ પૃથ્વીરાજ, જેની ધર્મપત્નીએ પોતાના આવા સાહસ અને સતીત્વ ધર્મનો પરિચય આપ્યો, તે પ્રતાપસિંહનો પૂર્ણ સહાયક હતો. તેની કવિતાશક્તિએ અન્ત સુધી પ્રતાપને પોતાના પ્રણ પર દ્દઢ રાખ્યો. હજુ પણ આમામાં આ સ્થાન

જોવામાં આવે છે. અકબરનો અનન્ય ભક્ત અબુલ ફજલ લખે છે કે બાદશાહ આ બજારમાં એટલા વાસ્તે જતો હતો કે દેશની અવસ્થા કેવી છે તે માલૂમ પડે.

આ પચીસી ચોકની બરાબર ઉત્તરે દીવાને ખાસની બનાવટ વિચિત્ર છે. બહારથી જોતાં આ ભવન બે ખંડનું માલૂમ પડે છે. પરન્તુ પ્હેલા ખંડની બરાબર વચમાં એક શિડી છે. ત્યાં આગળથી ચાર રસ્તા ચાર તરફ છે. વચમાં એક સ્થાન બેસવાને માટે બનાવેલું છે. દીવાને ખાસની બનાવટમાં વિશેષતા એ છે કે અંદર બેસી બહારનું સઘળું જોઇ શકાય છે. પણ બહારથી કોઇ નથી જાણી શકતું કે અંદર શું થાય છે. ઉપરના ખંડમાં ચાર તરફ ચાર બેઠકો છે, જ્યાં એવું કહેવામાં આવે છે, કે અકબરના મન્ત્રીઓ બેસી કામકાજ કરતા હતા અને અકબર વચમાં બેસી તેમની વાતો સાંભળતો અને પોતાની સમ્મતિ આપતો હતો.

ઇતિહાસમાં આ વાત પ્રસિદ્ધ છે કે ઇ૦ સ૦ ૧૫૭૫ માં અકબરે એક ઇબાદતખાનુ બનાવરાવ્યું હતું, જેમાં ભિન્ન ભિન્ન ધર્મના લોકો એકઠા થતા અને આપસમાં વાદવિવાદ કરતા હતા તથા અકબર તે સર્વની વાતો સાંભળતો. એવું કહેવાય છે કે તે ઘરમાં ચાર ખંડ હતા, જેમાં ધાર્મિક લોક તથા અકબરનો અમાત્ય વર્ગ બેસતો હતો અને વચમાં અકબરને બેસવાનું સ્થાન બનાવેલું હતું. અંહિ અકબર દર શુક્રવારે આવતો અને અંહિ અબુલફજલ, ફૈજી અને બીરબલ સાથે અકબરને ઘણી મિત્રતા થઇ હતી. સર્વ ધર્મની વાતો સાંભળતાં સાંભળતાં અકબરની ધર્મ ચુસ્તતા હટવા લાગી અને તે એટલે સુધી વધી કે ફૈજી અને અબુલ ફજલની સહાયથી તે પોતાને પૃથ્વીપર ઇશ્વરનો દૂત માનવા લાગ્યો. અને સૂર્યની પૂજા કરવા લાગ્યો. અકબર માનતો હતો કે જે વાતને મન સત્ય ન માને તેને કદી હઠથી ન મનાવવી જોઇએ. સતી બંધ કરવામાં તે તેજ કારણથી દત્તચિત્ત થયો. અકબરના દરબારમાં નરહરિ નામનો એક કવિ હતો. જ્યારે ગૌહત્યા ઘણી વધી ગઇ ત્યારે તેણે એક દીવસ ઘણી ગાયો એકઠી કરી અને તે બધીના ગળામાં એક ચીઠ્ઠી લટકાવી અને તેનાપર આ છપ્પય લખી દીધો:—

અરિહુ દન્ત તૃનં દ્ધરહિં તાહિ નહિં મારી સકઇ કોઈ,
હમ સન્તત તૃન ચરહિં ઉચ્ચરહિં દીન હોઈ;

અમૃતપય નિત સવહિં બચ્છ મહિ થમ્ભન જાવહિં,
હિન્દુન મધુર ન દેહિં કટુક તુરકહિં ન પિયાવહિં.
કહિ નરહરિ સુનુ સાહ અર બિનવત ગઉ જોરે કરન,
કેહિઅપરાધ મોહિ મારિયતુ મુયઉ ચામ સેવત ચરન.

અકબર ત્યાંથી જતો હતો ત્યારે તેણે ઘણી ગાયોને ઉભેલી જોઈને તેનું કારણ પૂછ્યું. નરહરિએ કહ્યું તે કંઈ પ્રાર્થના કરવા આવી છે. પછી ચિઠ્ઠીમાં લખેલી કરૂણામય પ્રાર્થના વાંચી અકબરે પોતાના રાજ્યમાંથી ગોવધ બંધ કરાવરાવ્યો, જેથી હિંદુઓ તેની પ્રશંસા કરવા લાગ્યા.

અસ્તુ, આ ઇબાદતખાનું અકબરના પછી પણ રહ્યું હોત તો સઘળું હિંદુ ભારતવર્ષ આજ એક ધર્મી હત. કેટલાકોનું એમ કહેવું છે કે દીવાને-ખાસજ ઇબાદતખાનું હતું, પરન્તુ તે મહેલોની વચ્ચે હોવાને લીધે સંભવિત નથી લાગતું.

મિ. સ્મિથનું એવું માનવું છે કે તે પ્હેલાં દીવાને-આમની સામેવાળા ચોકમાં હતું. ગમે તે હો પરન્તુ હજુ સુધી એવું સ્થાન નથી મળ્યું કે જેને આપણે ઇબાદતખાનું કહી શકીએ.

ઉપર જે "પંચમહેલ"નું વર્ણન થઇ ગયું છે, તેની બરાબર ઉત્તર તરફ એક મોટો ચોક છે, જેને એક છેડે હસ્પિતાલ હતી. "પંચમહેલ"ની દક્ષિણે મરિયમ બેગમને રહેવાનો મહેલ છે, જે હાલ "સુનહરે મકાન" ના નામથી પ્રસિદ્ધ છે. આ બીબી મરિયમ કોણ હતી તેનો બરાબર પત્તો લાગતો નથી. કેટલાક ઇતિહાસકારો કહે છે કે, તે પોર્ટુગાલની રહેનારી એક ક્રીશ્ચિયન સ્ત્રી હતી; પરન્તુ અકબરના સમયના લખાયેલા ઇતિહાસોમાં તેનું વર્ણન કદિ પણ મળતું નથી. આઇને-અકબરીમાં જ્યહાં અકબરની સ્ત્રીઓની નામાવલી આપી છે, ત્યાં કોઈ ક્રીશ્ચિયન સ્ત્રીનું વર્ણન નથી. આઇને-અકબરીમાં અકબરની નિમ્ન લિખિત સાત સ્ત્રીઓનાં નામ મળી આવે છે.

(૧) સુલતાના રકિયા બેગમ (મિર્ઝા હિંદાલની પુત્રી). તે ૮૪ વર્ષની થઇને મરી ગઈ. તેને કંઈ સંતતી નહોતી. પણ તેણે શાહજહાંને પોતાને હાથે પાળ્યો હતો અને ઉછેર્યો હતો.

(૨) સુલતાના સલીમા બેગમ. તે બાબરની દીકરી ગુલરૂખ બેગમની પુત્રી હતી. પ્હેલાં સલીમા બેગમનો વિવાહ બૈરામખાં સાથે થયો હતો, પરંતુ તેના મૃત્યુ પછી અકબરે તેની સાથે પોતે વિવાહ કર્યો. તે કવિતા સારી કરી જાણતી હતી. તેણે પોતાની તખલ્લુસ "મખફી" રાખી હતી. ઔરંગ્ઝેબની પુત્રી જેબઉન્નિસાએ પણ પોતાનું એજ નામ રાખ્યું હતું.

(૩) આમેરના રાજા બિહારીમલની કન્યા અને રાજા ભગવાનદાસની બ્હેન. અકબર તેની સાથે સાંભરમાં પરણ્યો હતો. તેને મરિયમુજ્-જમાનીની ઉપાધિ હતી.

(૪) અબ્દુલ બાસીની સુંદર સ્ત્રી.

(૫) બીબી દૌલતશાહ.

(૬) અબ્દુલખાંની કન્યા.

(૭) મીરાં, મુબારક શાહની કન્યા.

જો મરિયમુજ્-જમાનીનેજ મરિયમ માની લઇએ તો અકબરની બીજી કોઈ હિંદુ બેગમ ન્હોતી, કે જેને વાસ્તે "જોધાબાઈ"ના નામથી પ્રસિદ્ધ મહેલ બનાવવામાં આવે. ટૉડ પોતાના રાજસ્થાનમાં લખે છે કે અકબરનો વિવાહ જોધપુરના રાજાની કન્યા સાથે થયો હતો અને જહાંગીરનો આમેરના રાજાની કન્યા સાથે. આમ હોવાથી કંઈ નિશ્ચિત નથી કહી શકાતું, પરંતુ વિશેષ પ્રમાણો ન મળવાથી આઇને અકબરીનીજ વાત સત્ય માનવી પડશે. મરિયમ નામની પત્ની અકબરને અવશ્ય હતી, પણ તે હિંદુ હતી કે નહિ તે સમજાતું નથી. અસ્તુ, ગમે તેમ હો, જે સ્થાન આ સમયે મરિયમના નામથી પ્રસિદ્ધ છે, તેમાં કેટલાક ખંડ છે. તે સર્વમાં રંગનું કામ ઘણુંજ સુંદર કરવામાં આવ્યું હતું. ઉપર લખી ચુક્યા છીએ કે અકબરને તસવીરોનો ઘણો શોખ હતો. હજુ કહેવાય છે કે આ ભવનમાં શાહનામાના ચિત્રો કહાડેલાં હતાં, પરંતુ હાલ તે એટલે સુધી નષ્ટ થઈ ગયાં છે કે, તેમાં કંઈ વાત બાકીજ નથી રહી ગઈ. ઉપરના ખંડની છત રંગેલી છે અને વચમાં વચમાં ફૈજીની બનાવેલી શેરો પણ લખેલી હતી. આ સઘળી બાબતો પર ધ્યાન આપતાં એમ નિશ્ચય થાય છે કે આ મહેલ સલીમા બેગમનો હતો. તેની સાથેજ બગીચો, સ્નાનગૃહ આદિ બનાવવામાં આવેલાં છે.

આ ભવનની બરાબર પશ્ચિમ તરફ જોધાબાઇનું ભવન છે. ઉપર કહિ ગયા છીએ કે આઇને અકબરી અનુસાર અકબરે પોતાનો વિવાહ આમેરના રાજાની કન્યા સાથે કર્યો હતો, પરંતુ બીજાં પ્રમાણો જોતાં તે વાત સત્ય નથી જણાતી. કર્નલ ટૉડનો ઇતિહાસ તેની વિરૂદ્ધ કહે છે. રૂકુબાતે આલમગીરીમાં અકબરની હિંદુ સ્ત્રીનું નામ જોધાબાઈ પ્રસિદ્ધ છે, જે જોધપુરના રાજાની કન્યા હતી. દંતકથાઓ પણ તેના પક્ષમાં કહે છે. એથી સંભવિત લાગે છે કે અકબરના દીકરા સલીમનો વિવાહ આમેર થયો હોય અને તેણે પોતે પોતાનો વિવાહ જોધપુરમાં કર્યો હોય. તે સમયના રાજપૂતો કે જેમણે અકબર સાથે સંબંધ જોડ્યો હતો, તેઓ કહે છે કે તેમણે તેમને રાજકન્યાઓ ન્હોતી આપી, પણ અકબરને પ્રસન્ન રાખવાને અને સાથેજ વંશની પવિત્રતા રક્ષવા માટે તેમણે દાસીપુત્રીઓ, રાજકન્યાઓ કહિને આપી હતી. આ વાતોમાં ક્યાં સુધી સત્યતા છે તે નથી કહી શકાતું. પરંતુ જો દાસીપુત્રીઓ આપવામાં આવી હોય તો પણ કંઈ આશ્ચર્ય જેવું નથી. અસ્તુ, જોધાબાઇનો રાજપ્રાસાદ ફતેહપુર સિક્રીના સર્વ ભવનોમાં મ્હોટો છે. તેના સમાન બીજું કોઈ ભવન નથી. તેપરથી એમ સિદ્ધ થાય છે કે જોધાબાઇને અકબરને ત્યાં સર્વથી અધિક સન્માન હતું. આ ભવનની બનાવટ તદ્દન હિંદુઓ જેવી છે. પ્રાસાદમાં આવવાનો મુખ્ય માર્ગ પૂર્વ તરફથી છે. અંદર જતાં એક મોટું મેદાન મળે છે. તેની વચમાં એક નાનો સરખો કુણ્ડ હતો અને સામેના ચોકમાં કોઈ દેવતાનું મંદીર હતું. ઉત્તર તરફ બેસવાને વાસ્તે બેઠકો અને હવાઇ મ્હેલનો નીચેનો ભાગ છે. દક્ષિણ તરફ બેઠકો અને સ્નાનાગાર આદિ છે. પૂર્વ અને પશ્ચિમ તરફથી ઉપર જવાનો માર્ગ છે. બીજા ભવનની બનાવટ પણ નીચેની માફક છે. ચારે દીશાઓ અને ખૂણાઓમાં કોટડીઓ છે અને સર્વેની વચમાં મોટા મોટા ચોક છે. ઉત્તર તરફ હવાઈ મહેલ છે, જે ત્રણ બાજુએ પથ્થરની મોટી મોટી જાળીઓથી ઘેરાયેલો છે. આ પ્રાસાદની બનાવટ સુંદર, સાદી અને હિંદુ ઢબની છે. બહારથી જોવાથી તે મહેલ બરાબર રાજપુતાનાના મહેલો જેવો દેખાય છે. તેની નકલ જહાંગીરે આગ્રાના કીલ્લામાં બનાવરાવી હતી, જે તેની હિંદુ બેગમને વાસ્તે હતી, અને જે "જહાંગીરી મહેલ"ના નામથી પ્રસિદ્ધ છે.

જોધાબાઇના મહેલની બરાબર પશ્ચિમના એક ભવનની બરાબર

ઉત્તરે રાજા બીરબલને રહેવાનું સ્થાન હતું: એ રાજા બીરબલની કન્યાનો મહેલ હતો એમ કહેવાય છે. ફતેપુર સિક્રીમાં જેટલાં સ્થાન અકબરે બનાવરાવ્યાં છે તે સર્વમાં, અમે આગળ લખી ગયા છૈએ તેમ, રાજા બીરબલ અને સુલતાના બેગમના ભવનોની બનાવટ સર્વેથી ઉત્તમ અને મનોહર છે. બીરબલના નામથી કોઇ હિંદુ ભાગ્યેજ અજાણ્યો હશે. તે કાલપિનો રહેવાશી હતો અને જાતિનો બ્રાહ્મણ હતો. તેનું પૂર્વ નામ મહેશદાસ હતું. તેની બુદ્ધી ઘણી તીવ્ર હતી. અને તે કારણને લીધેજ અકબરે તેને આટલું બધું સન્માન કર્યું હતું. સર્વ હિંદુ પારિષદોમાં અકબરને જેટલો બીરબલ વહાલો હતો, તેટલો બીજો કોઈ ન્હોતો. જે સમયે યુસુફજયી લોકોએ બિજૌર અને સવાદમાં વિદ્રોહ કર્યો તે વખતે બીરબલ અને અબુલફજલ નિર્વાચીત થયા. અન્તે બીરબલને પસંદ કરવામાં આવ્યો. અકબરને આ વાત રૂચિકર ન લાગી તોપણ માનવી પડી. દુર્ભાગ્યવશ લડાઇમાં તે આઠ હજાર માણસો સાથે માર્યો ગયો. તેના મૃત્યુના સમાચાર જે સમયે આગ્રે પ્હોચ્યા ત્યારે કોઇને એટલું સાહસ ન થયું કે તે આ ખબર અકબર સુધી પહોંચાડે. તે દિવસમાં હિંદીનો પ્રસિદ્ધ કવિ કેશવરાય ઓડછાના દરબાર તરફથી પ્રવિણરાય પાતુરીની સાથે અકબરને ત્યાં ગયો હતો. સર્વ લોકોએ તેની બુદ્ધિની કુશાગ્રતા પ્હેલેથીજ જાણી લીધી હતી. તેથી સર્વે એ તેને પ્રાર્થના કરી કે 'મહારાજ ! આ સંવાદ આપ અકબરને પહોંચાડો. તેણે આ વાત માન્ય રાખી દરબારમાં પહોચ્યા તે વખતે ચારે તરફ દરબારીઓ સહુ સહુના સ્થાન પર બેઠેલા હતા. અને શોકસાગરમાં નિમગ્ન હતા. કોઈ બોલવાનું સાહસ સુદ્ધાં પણ ન્હોતું કરતું. અબુલફજલ જેને પ્હેલેથીજ કેશવદાસજી સાથે વાત થઈ ચુકી હતી, તે ઘણી વ્યગ્રતાથી વાટ જોવા લાગ્યો, કે કયા ઉપાયથી વાત શરૂ કરે છે એટલામાં તેણે જઇને અકબરને આશિર્વાદ દીધો અને આ દોહરો બોલ્યો:—

ભૂપતિ સબ યાચક ભયે, રહ્યા ન કોઉ લેન,
ઈન્દ્રહુ કો ઇચ્છા ભઈ, ગયો બીરવર દેન.

અકબર પોતે હિંદીનો કવિ હતો. સમજી ગયો કે પ્રિયપાત્ર સ્નેહભાજન બીરબલ હવે આ સંસારમાં નથી. તરતજ મૂર્છિત થઈ ગયો અને પછી કેટલાક દીવસો સુધી તેણે તેનો ભારે શોક પળાવરાવ્યો. આ બીરબલને વાસ્તે તેણે બરાબર જોધાબાઇના પ્રાસાદની જોડે એક ભવન બનાવરાવ્યું હતું, જે ઇસ્વી સન ૧૫૭૧ માં બંધાઇને તૈયાર થયું હતું. તેમાં નીચેના

ભાગમાં ચાર મોટા ખંડ છે અને ઉપરના ભાગમાં બે ખંડ છે. પથ્થરનું કામ એવી સુંદરતાથી કરવામાં આવ્યું છે કે બસ જોતાંજ છક થઈ જવાય. આગ્રે જનારા અને રહેનારાઓને અમારી પ્રાર્થના છે કે તેઓ તે સ્થાનને જોઈ જાતેજ તેની સુંદરતાનો અનુભવ કરી લે. આ ભવનના વર્ણનની સાથે ફત્તેહપુર સિક્રીના રાજપ્રાસાદોનું વર્ણન સમાપ્ત થાય છે. અહિંઆ ફક્ત એક જગા વર્ણન કરવા યોગ્ય રહી ગઈ છે. અને તે શેખ સલીમ ચિશ્તીની મઝાર છે. તે રાજપ્રાસાદોની ઉત્તર પશ્ચિમ તરફ થોડેક દૂર છે.

લાલ પથ્થરની મ્હોટી ઉંચી ઉંચી દીવાલોથી ઘેરાએલી એક લાંબી પ્હોળી જમીન છે. તેમાં ચિસ્તી સાહેબનું સમાધિસ્થાન છે. ફતેહપુર સિક્રીમાં આ સ્થાન સિવાય બીજું કોઈ પણ સ્થાન સંગે મરમરનું બનેલું નથી અને આ કામ એવું છે કે બીજી જગાએ ભાગ્યેજ જોવામાં આવે. સંગે મરમરની જાળીઓ એવી સુંદર બનાવેલી છે કે જોતાંજ મન મોહિત થઈ જાય. પરંતુ આ જાળીઓની શોભા એક રીતે ધૂળમાં મળી છે. કારણ, જેટલા લોકો ત્યાં દર્શન વાસ્તે જાય છે અને ઘણું ખરૂં પુત્રની કામનાવાળી જે સ્ત્રીઓ ત્યાં જાય છે, તે તે જાળીઓમાં એક એક ચીંથરૂં બાંધતી આવે છે, જેથી ચિસ્તી સાહેબ તેમની પ્રાર્થના ભૂલી ન જાય. જ્યારે તેમની કામના પૂરી થાય છે ત્યારે છોડી આવે છે. આ ચીંથરાંથી જાળીઓ સદા ઢંકાયેલી રહે છે; અને એવી ખરાબ માલુમ પડે છે કે તે તરફ જોવા મન થતું નથી. આની એક તરફ એક મોટો લાકડાનો દરવાજો છે, અને તેના પર ઘોડાની નાળો મારવામાં આવી છે. એવું કહેવાય છે કે અહિં નાળ મારવાથી ઘોડાની બીમારી જતી રહે છે.

જ્યાં ચિસ્તી મહાશયની સમાધિ છે, તે સ્થાન સંગે મરમરનું બનાવેલું છે અને તે ઘણું સુંદર છે. અહિં એક મસજીદ પણ છે તથા પાસેજ શેખ સાહેબને રહેવાનું સ્થાન અને અનેક મસજીદો છે. જ્યાં સલીમ જેવાબાદના ગર્ભથી ઉત્પન્ન થયો હતો, તે સ્થાન હજુ પણ હયાત છે.

શેખ સાહેબના મકાનની જોડે અબુલફઝલ અને ફૈઝીના મકાનો છે. તેમાં કાંઈ વિશેષતા નથી. એકમાં લાલ દમેક્ક રફલ અને બીજામાં ટીંટી રફલ છે.

સનાતન.

## આશા.

ઉન્હાં ! ઉન્હાં ! આંસુ સ્નેહી—
ભીન્હાં કરે ઉર !
છાની છાની પ્રિયે રૂહેની—
થા નહિં ગેહુર ! ઉન્હાં !૦

જો જો પ્હેલી ઘેલી ચન્દા ? કેવી રમન્તિ,
ફુલે ફુલે—કુંજે કુંજે ભમરી ભમન્તિ;
બન્ને સખી—મીઠાં-ઝીણું ગાન શાં કરન્તિ ?
સરલ હૃદયો જેનાં જોઈ કાં ઝુરન્તિ ?
મીઠી આલી ! શાને કરે—
મદન આક્રન્દ !
પ્રિયે ! છાની બાપુ ! રૂહેની
ભર્યું કાં નયન ?— ઉન્હાં !૦

મળીશું વ્હાલી વ્હેલાં નથી નિત્ય છૂટડાં !
ઘડીભરનો વિયોગ ખમો પ્રેમ-મીઠડાં !
પુન : પ્રેમ-તન્ત્રિ ! છોડી ગાશું પ્રેમ-ગીતડાં !
જો કે ઘડી દૂર રૂહેવું પાસે ત્હોયે ચિત્તડાં !
નિરમળતાથી ભર્યું—
પ્રિયે ત્હારૂં અન્તર,
રમીશું-ઝીલીશું પ્રિયે !—
પુન : નિરન્તર !— ઉન્હાં !૦

અમૃતલાલ ક. ત્રિવેદી.

# વ્યાકરણની જાતિની ઉત્પત્તિ.

(ગયા અંકથી ચાલુ.)

આસ્તે આસ્તે મરદો અને સ્ત્રીઓની ભાષાઓમાં, એકમેક સાથે લાંબો વખત રેહેતા, ફરક કમી થતો ગયો. પેહેલે તેઓની બોલીઓ તદન જુદી હતી, પણ લાંબો વખત, જમાનાનાં જમના સુધી સાથે રહેવાથી તે એક થતી ગઇ. દાખલા તરીકે એક કરીબ (Carib) મરદ ચંદ્રને નોનમ (nonum) કહેતો, પણ તેની સ્ત્રી કાટી (Cati) કહેતી, પણ ગુટેમાલા (Guatemala) માં બેઉ મરદ અને સ્ત્રી તેને હાટી (hati) કહેછે. બીજો દાખલો, એક કરીબ મરદ, 'મારો બાપ' એ શબ્દો માટે Yumaan કહેતો; એક કરીબ સ્ત્રી nucuxili પણ કહેતી. Guatemala માં Livingston ગામમાં બેઉ કરીબ મરદ કે સ્ત્રી nugutxi કહેતાં. જે શબ્દ બેઉના અસલ શબ્દથી જુદો છે, પણ સ્ત્રીની ભાષાનાં શબ્દને નજદીક મલતો છે. ત્રીજો દાખલો, મારી માએ, મારે કરીબ મરદનો શબ્દ (masculine શબ્દ) ixanum છે, ત્યારે સ્ત્રીનો (feminine) શબ્દ nucuxuru છે. પણ Livingston ગામમાં બેઉજણ nugutxi શબ્દ વાપરે છે, જે સ્ત્રીના નારી જાતી શબ્દને મલતો છે. સુર્ય માટે મરદોનો masculine શબ્દ Juyeyu અને સ્ત્રીઓનો feminine શબ્દ caxi છે, પણ બેઉ મરદ અને સ્ત્રીમાં પાછળથી જે શબ્દ સામાન્ય વપરાવા લાગો તે veyu હતો. એ શબ્દ દેખાડે છે કે એ દાખલામાં સ્ત્રીના feminine શબ્દ કરતાં મરદના masculine શબ્દએ જોર વધારે માર્યું. તેથી જે સામાન્ય શબ્દ તરીકે veyu શબ્દ રહ્યો, તે masculine મરદનાં શબ્દ Juyeyu નું રૂપ રહ્યું ત્યારે એ દાખલાઓમાં આપણે બેઉની ભાષાઓની અરસપરસ અસર (mutual action of the two forms of speech upon each other) જોઇએ છીએ. આપણે એમાં એક જાતનું (આપ અને લે give and take) જોઇએ છીએ.

ત્યારે અમલી દંતકથા (tradition) મુજબ આ એક શહેર યા તાબરાનાં મરદો બીજા શહેર ઉપર હુમલા લેઇ ગયા. તેઓએ તે જીત્યું. જીતીને સઘળા મરદોને મારી નાખ્યા અને સ્ત્રીઓને પરણી બેઠા. કેટલોક વખત સુધી (એમ એકમેકની ભાષા નહી જાણનાર એક કેંચ મરદ અને અંગ્રેજ

બાયડી કરે તેમ), એકમેકને પોતાની બોલીમાં કહેવા લાગ્યાં. અલબતે ૧) એક તો આ કે સ્ત્રીઓએ પોતાના ધણીની સેવા કરવાની અને વળી ૨) જું આ, કે તેઓ તો તાબે થયલા (conquered) તાયફાની તેથી તેઓએ બનતાં સુધી પોતાનાં ધણીની ભાષા ઊંચકી લેવી જોઇએ. તેમ તેઓએ કરવા માંડયું. તેથી મરદો પોતપોતામાં પોતાના અસલ વતનની બોલીઓ બોલતા. સ્ત્રીઓ પોતાની અસલ બોલીમાં પોતપોતા વચ્ચે વાત કરતી. બેઉ એકમેક સાથે વાત કરતાં ત્યારે ઉપલી બેમાંથી એકમાં વાત કરતા. પણ સ્ત્રીઓ, પોતાની નબળી હાલતને લીધે બનતાં સુધી મરદોની ભાષાને શરણ થવાને અને શીખવાને કોશેશ કરતી.

(Greenland) ની સ્ત્રીઓ માટે કહેછે, કે તેઓના ઉચ્ચાર મરદથી એક પ્રકારે જૂદા હોય છે. શબ્દોની છેડે તેઓ કઠણ (hard) ને બદલે કોમલ (soft) અક્ષરો વાપરે છે. દાખલા તરીકે 'હા'ને માટે ap શબ્દ છે પણ સ્ત્રીઓ હમેશાં તે am બોલે છે. છરી માટે savik શબ્દ છે પણ સ્ત્રીઓ તે saving બોલે છે.

આસ્ત્રેલીયા (Australia) નાં અસલી લોકોના રેવાજ (rule of exogamy) એટલે મરદો બીજા તાયફાની છોકરી સાથેજ પરણે એવો હતો. તેઓ પોતાના તાયફાની સ્ત્રી સાથે નહીં. વીકતોરીઆ (Victoria) ના કોઇક તાયફાઓમાં એ રેવાજ એટલી હદ સુધી આગળ વધેલો હતો, કે એક તાયફાવાળાએ બીજે પડોશનો તાયફો, જે તેઓનીજ બોલી બોલતો હોય, તે તાયફાની છોકરી સાથ પરણવું નહીં. ત્યારે એવાં લગનોમાં ધણીધણીયાણી એકમેક સાથે ફક્ત પોતાનીજ બોલીમાં બોલે. પોતાનાં ફરજંદ સાથ વાત કરતાં માએ પોતાનાં ધણીની બોલીમાં બોલે.

ત્યારે એ તપાશ ઉપરથી આ અનુમાન નીકળે છે.

૧) મરદો બીજાં ગામપર હુમલો કરી ત્યાંના મરદોને મારી નાંખી ત્યાંની સ્ત્રીઓને પરણતા તેથી બેઉ મરદો અને સ્ત્રીઓની બોલી જૂદી રહેતી.

૨) જ્યારે સુલેહ ભરી રીતે પરણતા, ત્યારે પણ, પોતાની બોલી નહી બોલે એવા તાયફાવાળાઓની બેટીઓ સાથ પરણતાં. ત્યારે એવી રીતે પણ બેઉની બોલી જૂદી રહેતી. એ બેઉ પ્રકારનાં લગ્નમાં જ્યારે બેઉ ગામની

ભાષાઓમાં મોટો ફેર હતો, ત્યારે એક ગામના મરદ અને સ્ત્રીઓની ભાષામાં મોટો ફેર ન પડતો. તે ફેર જાણે આખા શબ્દકોશ (vocabulary) નો ફેર છે, પણ જ્યારે બેઉ ગામવાળાઓ એકજ ભાષાંની બે જૂદી બોલીઓ (dialects) બોલતા હતા, ત્યારે મરદો અને સ્ત્રીઓની બોલીમાં ફક્ત શબ્દોનાં રૂપો (form of the words) નો ફેર પડતો, ખુદ શબ્દો (vocabulary) નો નહીં.

આપણે ઉપર આવાકરાક (Aroawak) તાયફાની બોલીનાં દાખલા આપ્યા. તેમાં મરદો અને સ્ત્રીઓની બોલીમાં ફક્ત ઉપલો બીજા પ્રકારનો એટલે શબ્દોનાં રૂપનો ફેર (difference of inflection) છે. ત્યારે એવો ફેર જે મરદો અને સ્ત્રીઓની બોલીઓમાં હાલમાં પણ જોવામાં આવે છે, તે ઉપરથી ભાષાઓની વ્યાકરણની જાતીઓ grammatical gender ઊભી થયલી દીસેછે. જેમ ઉપલી રીતે પરણેલાં જેહાંઓ અને તેઓનાંવંશો વધુ અને વધુ સાથે વસતાં જાય, તેમ તેઓની બોલી વધારે સમાગમમાં આવતી જાય અને મરદો અને સ્ત્રીઓ પોતપોતાની ખાસ બોલીઓનાં કોઈ કોઇ શબ્દો મેલી દેઈ બીજાનાં શબ્દો બોલતા જાય. દાખલા તરીકે અસલમાં જ્યારે ઉપલી જાતનાં લગ્નવાળાઓ પહેલે સાથે રહેવાં લાગ્યાં, ત્યારે તેઓ, આપણે ઉપર કહ્યું તેમ, કોઇ બે ચીજો માટે પોતપોતાની બોલીમાં જૂદા શબ્દો વાપરવા લાગ્યાં. પણ પછી વધારે અને વધારે એકમેક સાથ બોલતાં મરદો, તે બે ચીજમાંથી એકને માટેનો પોતાનો શબ્દ મૂકી દઇ, પોતાની બીઓનાં તાયફાની બોલીનોજ શબ્દ વાપરવા લાગ્યા. ત્યારે તે શબ્દ ભાષામાં સ્ત્રી લીંગનો ગણાયો. કોઈ બીજી ચીજ માટેનો પોતાની બોલીનો શબ્દ મેલી દઇ સ્ત્રીઓ પોતાનાં મરદનાં તાયફાવાળાઓનો શબ્દ બોલવા લાગી, ત્યારે તે શબ્દ નર જાતીનો ગણાવા લાગો.

જેમ એ અસલી તાયફાઓમાંથી બીજા તાયફાની છોકરીઓ સાથે પરણવા (exogamy) નો રેવાજ કમી થતો આવ્યો તેમ જૂદી જૂદી બોલીઓ બોલાતી જઇ મરદો અને બીઓ એકજ બોલી, જે ઉપર પ્રમાણે મીશ્રથી બનતી ગઇ, અને જેમાં કેટલાક મરદોની બોલીના (masculine) તો કેટલાક બીઓની બોલીનાં નારી જાતીનાં (feminine) શબ્દો રહયા, તે બોલતા ગયા.

અથવા એક બીજું અનુમાન પણ થાય. તાયફા-તાયફાઓ વચેનાં લગ્ન ( intermarriage ) થી અને સ્ત્રીઓને પકડી લાવી તેઓ સાથ પરણવાની રીત (capture of women), એ બે કારણો સીવાય બીજા કારણથી મરદ અને સ્ત્રીની બોલીઓમાં ફેર હોય અને તે ઉપરથી તેઓની બોલી પ્રમાણે શબ્દ નર કે નારી જાતીનો ગણાય. તે અનુમાન આ, કે અસલી તાયફાઓમાં મરદો અને સ્ત્રીઓ એકજ ભાષા બોલવા છતાં શબ્દોને જૂદાં રૂપ આપતાં હોય અથવા કોઈ ચોકસ ચીજ માટે જૂદા શબ્દો વાપરતાં હોય. દાખલા તરીકે, હાલમાં પણ, આપણે પારસી ટોલામાં જોઈએ છીએ કે સ્ત્રીઓની બોલવાની રૂઢી જૂદીજ છે કે જે પ્રમાણે જો કોઈ મરદ બોલે તો આપણે તેને બાયલો કહીએ. દાખલા તરીકે એક માતા બોલશે કે "મારો દીકરો આજે પુને વધેછે અથવા સીધારે છે." બાપ કહેશે કે "તે જાય છે." એક બાપ પોતાનાં બેટા માટે કહેશે કે "મારો દીકરો બીમાર છે" પણ મા કહેશે કે "મારા દીકરાની માએનાં જીવને ગમતું નથી". અથવા "મારા દીકરાના દુશ્મનનાં જીવને ગમતું નથી." એક મરદ પાસે પૈસા માગશે અને નહીં હશે તો કહેશે કે "મારી પાસે પૈસા નથી," પણ એક સ્ત્રી તેજ જવાબ ઉલટા શબ્દોમાં કહેશે કે "મારી પાસ પૈસા ઘણાં ઘણાં છે." એક મરદ કહેશે કે "રાત્રે દીવો બુઝાઇ ગયો." પણ એક સ્ત્રી ઉલટીજ રીતે કહેશે કે "રાત્રે દીવો વધતો થઇ ગયો." ત્યારે એ શબ્દો અથવા વાક્યો ઉપરથી તમો કહી શકો કે તે વાપરનાર મરદ છે કે સ્ત્રી છે.

હવે યાદ રાખવું, કે હાલની ઉધરતી એક નવી છોકરીનાં મોહમાંથી એવા શબ્દો તમો નહીં સાંભળશો. જેને આપણે હાલસુધારો કહીએ છીએ, તેના વધારા સાથે મરદો અને સ્ત્રીઓની બોલવાની એ જૂદી રૂઢી દુર થતી જાયછે. એ બેઉની જૂદી રૂઢીઓ મળતી (assimilated) થતી જાય છે. એ સુધરતા જતા વખત છતાં હજૂય કેટલીક બોલીની રૂઢી બચી રહે છે. દાખલા તરીકે એક મરદ બીજા મરદને દુઆ સલામ કહેવાડે તો કહે કે "મારી સલામ કહેજો." પણ સ્ત્રી કહેશે કે "મારી દુઆ કહેજો." એજ મુજબ તમો એક મરદને કહેવાડો તો સલામ કહેવાડો અથવા દુઆ કહેવાડો પણ સ્ત્રીને કહેવાડો તો સલામ નહીં પણ દુઆ કહેવાડો. વખતના વહેવા સાથે અથવા

શબ્દોની તપાસ લીધી, તેમાં તેનું મુળ ઘણુંખરૂં અસલી વખતમાં જોયું. આપણાં આગલા જમાનાની સ્ત્રીઓની બોલી જાણે એ આગલા તાયફાના જેવી છે. એ તપાસ ઉપરથી ત્યારે દિશે છે કે એક તાયફા અથવા ટોળાની તવારીખના કોઇ ચોકસ તબક્કામાં મરદો અને સ્ત્રીઓની બોલીની રૂઢી જૂદી જૂદી હોય. એકજ શબ્દ અથવા વિચાર એક મરદ ચોકસ રીતે અથવા ચોકસ શબ્દોમાં જણાવે, તો એક સ્ત્રી જૂદી રીતે અથવા જૂદા શબ્દોમાં જણાવે. એવી જૂદી જૂદી રીતીમાં ત્યારે મરદ તરફથી એક ચીજ માટે બોલાયલો શબ્દ જૂદો હોય અને સ્ત્રી તરફથી જૂદો હોય તે શબ્દના રૂપ ઉપરથી તમો કહી શકો કે તે બોલનાર નર હતો કે નારી હતી. અસલ ત્યારે એક શબ્દ તેને બોલનારની જાતી (નર કે નારી) દેખાડતો. એ બાબે ઉપલા લખનાર આ પ્રમાણે કહેછે ( grammatical gender may have been at first purely subjective, indicative only of the sex of the speaker and not at all intended to apply, as it was afterwards understood to imply any sex in the thing spoken of. પછી આસ્તે આસ્તે જે જાતી એ પ્રમાણે subjective gender હતી તે objective gender (એટલે ખુદ ચીજને લગતી) થઇ. હવે ત્યારે એક ભાષામાં એકજ ચીજ માટે મરદોથી વપરાતા શબ્દો અને સ્ત્રીથી વપરાતા શબ્દો વચ્ચે જાણે ટકી રહેવા (survival) માટે લડાઇ ચાલેલી હોવી જોઇએ. મરદોના ઘણાં વપરાસની ચીજોએ મરદોથી વપરાતા શબ્દોને જાળવી રાખી, સ્ત્રીઓથી વપરાતા શબ્દોને કાઢી કઢાવ્યા હોય, અને તેથી તે ચીજોના શબ્દો ભાષામાં નર જાતીના તરીકે રહ્યા હોય. તેમજ સ્ત્રીના વપરાસની ચીજોએ મરદના શબ્દોને કાઢી કઢાવી સ્ત્રીના શબ્દોને રાખ્યા હોય. ઘણીક રીતે નર અને નારી વર્ગના શબ્દો વચ્ચે survival માટે ગોપા લડાઇ થઇ હોય.

જીવણજી જમશેદજી મોદી.

# લોકગીત.

## વાઘેરોની કાફીઓ.

### કાફી (૧)

મન મીલાસે મીલાયો, જોધો માણક રૂપમે આયો. (અલા મનમૌલા)
ઉંચું ને ડુંગર અભપરે જો, (બે વાર) તે તે ઝગડો મચાયો (અલા તેંતે)
જોધો માણક રૂપમેં આયો (મનમૌલા) ૧

કમરૂં કસીને માણકે બાંધીયું, (અલા. ૨) ગાયકવાડ કે નમાયો (૨)
જોધો માણક રૂપમે આયો (અલા મનમૌલા) ૨

કેસર કપડા માણકે રંગીઆ (૨ વાર) તરવારસે રમાયો (૨)
જોધો માણક રૂપમેં આયો (અલા મનમૌલા) ૩

જોધે માણકજી ચડી અસવારી, (૨) સતીયેં કે શિષ નમાયો (૨)
જોધો માણક રૂપમેં આયો (અલા મનમૌલા) ૪

શેખ દશાક ચયે સુણ મુંજા સાજન (૨) દાતાર મદને આયો (૨)
જોધો માણક રૂપમં આયો (અલા મનમૈલા) ૫.

### કાફી ૨.

કોડીનાર મરીને જાય, જોધો રે માણક કોડીનાર મારીને જાય;
ઓખાનો રાજા કોડીનાર મારીને જાય.
આથમણે નાકેથી ધણને વાળીનેરે, ઉગમણે નાકે લઈ જાય-(જોધો માણક)૧
નીસરણી માંડીને, ગામમાંરે ઉતર્યા, બંધીવાનનીરે બેડીયો ભંગાય-(જોધો-)૨
ખરેરે બપોરે બજારૂં લુંટીયુંરે, માયાના સાંઢીયા ભરાય (જોધો-)૩

ઘએરો કરીને કસુંબો કાઢ્યો, સાકરના ટુંગા વ્હેચાય (જોધો-)૪
શેખ ઇશાક કહે, કાગળ લખાય છે, એની વાતું વડોદરે વંચાય. (જોધો-)૫
કોડીનાર મારીને જાય; કોડીનાર મારીને જાય, ઓખાનો રાજા કોડીનાર મારીને જાય.

## કાફી (૩)

ગ્રહમન્ડવેર જગાયો, તેં કોડીનાર કીલ્લો નમાયો;
હેડો અમીર જાદો આપાણી મુરબા, ગ્રહમન્ડવેર જગાયો.
સમીને સંજની પરીયાણ કીધા, તેં ઝલી મછવડાની ધાર
દેવોભા પુછે મુરુ ભાકે ન છડીયાં તરવાર, બેલી મુંઝે મરણું હકડીવાર (બે વાર)૧
પેલો થ્રીંગાણું તે પીપરડીમાં કીધું, તેં કેની ન ખાધી માર. (દેવોભા-) ૨
જોટા રફલ તે ખભે ચડાયેં, તું જોજે લહુરં સાહેબ ધા (દેવોભા-) ૩
શેખ ઇશાક ચયે સુણો મુંજા બેલીડા, સતીયે કે શીશ નમાયો. (દેવોભા-) ૪
પુછે મુરભાકે ન છડીયાં તરવાર, બેલી મુંઝે મરણું હકડીવાર.

પુરૂષોત્તમ વિશ્રામ માવજી.

## સૂચીપત્ર: નવેમ્બર-ડીસેમ્બર ૧૯૦૬.

## સમર્પણ.

૧.

પ્રિયે! પાદામ્બુજે,
હલે! ત્હારા ઓજે,
વિધાતે! ગણી એ તવ સુતનુ! આછા અમીરૂપે,
સમર્પેલું લેજે જીવન રસખોળે, અનુપમે!

૨.

ઘનવિભવમાં વિદ્યુત હસેઃ
જલધિજલમાં કો નદ લસેઃ
વિભુ વ્યોમાન્તર્માં ઝળહળિત જ્યોતિ ઉંડું ધસેઃ
સખી! ત્હારી મૂર્તિ હૃદયભવને એમ વિલસે.

૩.

હતું જે આનન્દે,
હતું જે શોકાન્તે,
હતું જે, જે મ્હારૂં વિવિધ જગતે, રમ્ય રસિકે!
સ્વીકાર્યું અર્પેલું પ્રિયતમ! કૃપાળા પ્રીતિપદે.

૪.

સ્થિર જગતનું યન્ત્ર બનશેઃ
ગહન નભરંગો ઉપટશેઃ
મહાકાલાબ્ધિમાં અનુકયુગના ઓઘ શમશેઃ
સમાધીમાં ત્હારી સખી! મુજ રમેન્દુ ન તપશે.

# સમરસિંહ અને ચન્દ.

ચન્દઃ—મહારાજ, આકાશમાં નક્ષત્રો દેખી શકાતાં નથી; પણ મધ્યરાત્રિ વીતી ગઈ છે. સંગ્રામ થોડા જ વખતમાં શરૂ થશે એમ હું સમજું છું. માત્ર ફરી અવકાશ ન મળે તેટલા માટે, અને આપ જાગ્રત છો એમ જાણીને દર્શન કરી લેવા આવ્યો છું.—સાથે મહારાજ શ્રમિત ન હો, તો ભાવી સાંભળવાની પણ ઇચ્છા રાખું છું.

સમરસિંહઃ—ચન્દ! તું જાણે છે, કે હમણાંનું ભાવી તો નિર્ણીત છે. આપણે એક એક દશ દશને મારીએ તોપણ ગૌરી બધા ખપી જવાના નથી; તથા તેમનો નાયક પાછળ પડીને જીવતો રહી જવાથી જીત્યો ગણાવાનો છે. અને પાછળનું ભાવી જાણવાની તો તારે શી જરૂર છે! પાછળ તારે ભૂતાત્મક કાવ્ય વગર બીજું શું કરવાનું છે?

ચન્દઃ—પણ મહારાજ, પાછળની કલ્પના વગર ભૂતને સુદ્ધાં હું શી રીતે બરાબર સમજાવી શકીશ? આપ મને અનધિકારી તો નથી ગણતા?

સમરઃ—જગદમ્બાના અનન્ય ભક્તને અનધિકારી ગણું! કેમ ગણી શકું? નહીં, ચન્દઃ-હું પોતે જ ઘણું થોડું જાણું છું; અને જાણી શકું છું.

ચન્દઃ—આપ સરખાનું થોડું એ મારાં જેવાનું ઘણું છે. આપ જે જાણતા હો તે કૃપા કરીને મને જણાવો, મહારાજ આપને દેશનું પાછળથી શું થવાનું સમજાય છે?

સમરઃ—મને તો એવું સમજાય છે કે અધોગતિ નિર્ણીત અને ઉન્નતિ અનિર્ણીત છે; અધોગતિનાં કારણો પ્રાપ્ત અને ઉન્નતિનાં પ્રાપ્ત કરવાનાં છે. એમાં વિસ્તારથી કહેવાની જરૂર છે?

ચન્દઃ—હા, મહારાજ. અધોગતિ નિર્ણીત છે એમ સમજતાં જ મને મુશ્કેલી પડે છે. આપને તેનાં શાં કારણો પ્રાપ્ત દેખાય છે?

સમરઃ—સાંભળ, ચન્દ. તુર્કોના ઇતિહાસની તને ખબર છે. મક્કામદિનામાંથી પ્રસરેલો તેમનો પ્રવાહ હજી સુધી કોઈ સ્થળે ખાળી શકાયો નથી. અને તને ખબર છે, કે એ પ્રવાહનું સામર્થ્ય તેમના ધર્માગ્રહનું સામર્થ્ય છે. તેઓ મૂર્તિપૂજા, મિથ્યાભિમાન, અને ઇતર અધર્મોનો સંહાર કરવામાં એટલું પુન્ય સમજે છે, કે ક્વચિત્ હિંસા થાય તેને પણ પાપ ગણતા નથી. તેમની સંસારઘટનામાં ઘણાં ઓછાં બન્ધન છે. ઉપરાન્ત, હાલ તો જિજ્ઞાસા અને નમ્રતાના અમીરી ગુણો પણ તેમનામાં વધારે આવતા જાય છે. તો આપણા જેવા અજ્ઞાન અને મિથ્યાભિમાની લોકોને તેમને હરાવવા જેટલી બુદ્ધિ, નીતિ, કે અનુકૂળતા ક્યાંથી મળી આવશે ! નહીં, ચન્દ. આપણી અધોગતિ નિર્ણીત છે; અને તે એવા પ્રકારની નિર્ણીત છે, કે સેંકડો વર્ષ સુધી તે જીવન્ત રહીને આપણા દુર્ભાગી દેશને જોયા કરવી પડશે.

ચન્દઃ—અરે જ લાંબા વખતનું કોઈ મોટું પાપ પ્રજાને આડે આવ્યું છે, નહીં તો મહારાજના શબ્દોમાં નિરાશા ક્યાંથી હોય ? પણ શું કોઈજ આપને આશા સ્થલો દેખાતાં નથી ?

સમરઃ—ચન્દ. મારા શબ્દો નિરાશાના નહીં પણ જ્ઞાનના છે. હું જાણું છું કે આશા-સ્થલો અને સર્વ ઇશ્વરેચ્છાને અધીન છે; પણ તે હાલ મને દેખાતાં નથી. બેશક ઇશ્વર પ્રેરિત અસાધારણ બુદ્ધિ કે અસાધારણ નીતિ ગમે તે ચમત્કાર કરી શકે; અને તેટલા માટે ભાવીની કોઇને બરાબર ખબર પડી શકતી નથી, તો પણ આ લોક અને પરલોકમાં સન્તત ઉદ્યોગ કર્યા વગર તો કોણ સમાધાન મેળવી શકે ?

ચન્દઃ—કોઈ જ નહીં, મહારાજ. તો પણ શું આપને એટલે સુધી દેખાય છે, કે તેઓ દેશને વટલાવવામાં સુદ્ધાં વિજયી થશે ! કે દેશ સમસ્ત મન્દિરોને બદલે મસીદોથી ભરાઈ જશે ?

સમરઃ—નહીં. આપણામાં ધર્મનું તો નહીં પણ વહેમનું હજી ઘણું પ્રબળ છે. આપણા લોકો તુર્ક નહીં થાય; અને બધાં મન્દિરોને ઠેકાણે મસીદો નહીં બંધાય. મન્દિરો રહેશેઃ અધોગતિ રહેશેઃ અને દેશ પણ ચેતનામાં પ્રાયશઃ નિર્જીવ થતા છતાં આકૃતિમાં સજીવ દેખાયા કરશે.

ચન્દ:—મહારાજ શું કહો છો! મારાથી સમજી શકાતું નથી. શું મન્દિરો રહેવાને લીધે જ અધોગતિ રહેશે અને ચેતના અદૃશ્ય થશે?

સમર:—ઉતાવળ ન કર, ચન્દ. આપણાં મન્દિરો હાલ સ્વાતન્ત્ર્ય પ્રિય ધર્મનાં નહીં, પણ હવા અને પ્રકાશ વગરનાં, દંભ અને અજ્ઞાનનાં મન્દિરો છે. પણ જ્યાં ચેતના મન્દ થતી જતી હોય ત્યાં એવી વસ્તુસ્થિતિનો ક્યાંથી અનુભવ થાય? તેટલા માટે મન્દિરો રહેવાનાં છે; અને એ રહેવાનાં હોવાથી અધોગતિ પણ રહેવાની છે. તથા જૂનાં ને જમીન દોસ્ત કરવાની જરૂર ન સમજાતાં નવાં ઉઠાવવાની વેળા વીતવાની છે. પછી છેવટે ધર્મનો ક્ષય થતાં શેનો નહીં થાય?

ચન્દ:—શું ધર્મ ઉપર જ દેશની સમગ્ર સ્થિતિનો આધાર છે, મહારાજ? અને શું બુદ્ધિનીતિ ધર્મનું રક્ષણ નહીં કરી શકે?

સમર:—નહીં. ધર્મને બુદ્ધિનીતિથી નહીં પણ બુદ્ધિ નીતિને જ ધર્મથી પોષણ મળે છે. ઇશ્વરી કૃપાથી ભૂમિમાં ઉદ્‌ભૂત થયેલો ધર્મ જ દેશની સમગ્ર વિસ્તૃત સ્થિતિના મૂળરૂપ છે; અને જ્યારે ત્યાં વિષ પ્રવેશ થયો, ત્યારે વધારે અથવા થોડા વખતમાં બધે જ વિનાશની આશા રાખવી. આપણા ધર્મમાં એ પ્રવેશ આવી ચૂક્યો છે; બુદ્ધિનીતિનો ક્ષય સુદ્ધાં શરૂ થયો છે; સ્થિતિ વિષમ છે; દાસત્વ પ્રાયશઃ અનિવાર્ય છે.

ચન્દ:—પણ બુદ્ધિનીતિનો ક્ષય શરૂ થયો જ છે, મહારાજ? સંસ્થિતિથી ભાસતો માત્ર નથી?

સમર:—છે તે જ ભાસે છે, ચન્દ. સંસ્થિતિને આપણે જૂઠો દોષ દઇએ છીએ. આપણી તો શક્તિ જ ઓછી થતી જાય છે. પ્રથમ બુદ્ધિ તરફ દૃષ્ટિ કરીએ, તો કોઈ પણ પ્રજામાં આપણા કરતાં વધારે બન્ધનો અને વહેમો નથી; અને માત્ર પ્રવાસમાં નહીં પણ બધા જ્ઞાનના વિષયમાં સમગ્ર પ્રજાની બુદ્ધિ અટકથી અટકી જવા જેટલી અશક્ત હોવાને લીધે બેહદ બાબતોમાં આપણું બિલકુલ અજ્ઞાન છે. બીજી તરફ કોઈ પણ પ્રજામાં "અમારામાં જે કાંઈ હોવું જોઇએ તે છે," એવા પ્રકારનું દુષ્ટ જડ મિથ્યાભિમાન નથી. ઉપરાન્ત, આપણાં શા-

ઓનો પ્રકાશ એટલો ઓછો અને એવા પ્રકારનો થઈ ગયો છે, કે તેથી આસપાસના અન્ધારામાં સંહાર થતો જોઈ શકાવા છતાં અનેક ઐન્દ્રજાલિક ભ્રમોને લીધે બધી સ્થિતિ જોઈ શકાતી નથી. નીતિ તરફ દૃષ્ટિ કરતાં પણ એ જ પ્રકારના સંકોચ, અલ્પત્વ, અને મિથ્યાભિમાનનું દર્શન થાય છે. વર્તમાનને થયેલો એ બધો વિકાર એટલા દુષ્ટ પ્રકારનો છે, કે ભૂતનો સમ્બન્ધ ન હોય તો પણ તેના પર દયા આવી જાય. છતાં—હવે તો દયા કે દવાથી તરત કશૂં થવાનો સમ્ભવ નથી; અને સાર્વત્રિક દાસત્વ અનિવાર્ય જ દેખાય છે. + + + અસ્તુ: જેવી ઈશ્વરેચ્છા.

ચન્દઃ—પણ શું એવું છે, મહારાજ, કે દર્દનું સ્વરૂપ સમજાયા પછી પણ પ્રતિકાર સમજાય નહીં?

સમરઃ—એવૂં છે, ચન્દ, કે દેશોના વ્યાધિઓ વ્યક્તિઓના વ્યાધિઓ જેવા હોતા નથીઃ હમેશાં કષ્ટ સાધ્ય હોય છે; ઘણી વાર અસાધ્ય થઈ જાય છે.

ચન્દઃ—ધર્મનું તો કોણ જાણે! પણ બુદ્ધિ અને નીતિના વ્યાધિઓ તો મને હમેશાં સાધ્ય લાગે છે, મહારાજ—વ્યક્તિના તેમ જ દેશના.

સમરઃ—નહીં. એ શ્રદ્ધા દરદીઓ અને દીનોની છે. વૈદ્યો અને વીરો કદાપિ અસાધ્યને સાધ્ય સમજતા નથી.

ચન્દઃ—ત્યારે ઉન્નતિ પ્રાપ્ત કરવાનાં કારણો પણ ક્યાં રહ્યાં, મહારાજ? આપ ઉન્નતિના સમ્ભવને જ ક્યાં સ્વીકારો છો?

સમરઃ—સ્વીકારૂં છું, ચન્દ. અસાધ્ય દરદોમાં પણ પોતાના રુધિરદાનથી ઘણીવાર ઇતરનું જીવિત લમ્બાવી શકાય છે. જો આ સંગ્રામના નહીં પણ સકલ સંસારના વીરો અને વૈદ્યો ક્ષુદ્રમૂર્છામાંથી મુક્ત થઈ દેશ સેવામાં પોતાનું રુધિર અર્પણ કરવા લાગે, તો હજી પણ ઉન્નતિ અસમ્ભાવ્ય નથી. પણ તેની કેટલી આશા!

ચન્દઃ—નિરાશા કંઇક સમજાય છે, મહારાજ.

સમરઃ—અને તો પણ હાલ તો, ચન્દ, નિરાશાને લીધે જ આપણે કર્તવ્યમાં વધારે આગ્રહ બતાવવાનો છે. આપણે જે કંઈ કરી શકીશું તે નિષ્ફળ જશે નહીં. વર્તમાન નિરાશાના બળે કદાચ ભવિષ્યના કોઇક ભવ્ય દિવસે આશાનો સુખદ જન્મ થઈ શકશે; અને દેશને ઉન્નત મળી શકશે.

ચન્દઃ—મહારાજ ખરે શિવ સ્વરૂપ સર્વજ્ઞ છો. સાન્નિધ્યના પ્રતાપથી હું દેશના મોક્ષનો માર્ગ જોઈ શકું છું; અને ભવિષ્યની પ્રજા પણ જોઈ શકશે એવું ધારું છું.

સમરઃ—મોહમાં ન પડ, ચન્દ. છૂટા છૂટા પુરુષો જે જોઈ શકે તે આખી પ્રજા જોઈ શકશે એમ માની ન લે. અને હું પણ કંઈ સર્વજ્ઞ નથી; મારા શબ્દો માત્ર આશાના છે.

ચન્દઃ—હું પ્રાયશઃ કર્તવ્યજ્ઞ—દેશના નહીં પણ પોતાના મોક્ષના માર્ગનો જ જોનાર છું. શિવસાગરનો હું એક તરંગ માત્ર છું; અને ઇતર તરંગોને કંઈક પ્રકારા અપાય એવી રીતે નષ્ટ થવા પ્રયત્ન કરું છું. ઉપરાન્ત,—પણ વખત ભરાઈ ગયેલો દેખાય છે. તને નથી લાગતું કે પૃથિરાજને હવે જાગ્રત કરવા જોઇએ ?

ચન્દઃ—વિસ્મૃત થવા જેટલી નિદ્રાને માટે ક્ષમા કરો, મહારાજ. પણ હવે ગુરુ કૃપાથી પ્રબુદ્ધ છું; અને પૃથિરાજને પ્રબુદ્ધ કરવા જાઉં છું.

સમરઃ—આટલું સાંભળતો જા, ચન્દ. પ્રબુદ્ધ થવું કે રહેવું એ સહજ વાત નથી; અને જીવિતદાન કર્તવ્યમાં જ અને પૂર્ણ અંશે થાય એવી પ્રવૃત્તિ વિકટ છે. જગતમાત્ર મોહમય પ્રમાદમદિરાના પાનથી ઉન્મત્ત રહે છે; અને યોગ વગર તેમાં સ્વસ્થ રહી કર્તવ્ય કરી શકાતું નથી. તો તું યોગભ્રષ્ટ ન થતો: પરાક્રમની તૃષાથી અસ્વસ્થ થઈ મોહનીના

પણે નહીં પણ વંશજોએ પ્રાસ કરવાનાં છે તેનો તારા કવિત્વપર પણ થોડો આધાર રહેશે એ સ્મરણ રાખજે.

ચન્દ:—આપનો ઉપકાર માનું છું, મહારાજ. બીજી કંઈ આજ્ઞા?

સમરઃ—ચિરંજીવ રહે. ચન્દ. તારા જેવી ઘણાની જિજ્ઞાસા, નમ્રતા અને કર્તવ્ય પરાયણતા હોત તો આપણી હાલ આ સ્થિતિ ન હોત. હવે પછી પણ તારી વાણીની શક્તિથી એ જિજ્ઞાસા, નમ્રતાં, અને કર્તવ્ય પરાયણતાનો જો સન્તતિમાં સંચાર થશે તો—પણ આ પૃથિરાજ પોતે આવી પહોંચ્યા!

કાન્ત.

# આશકે કબર.

તૂર્કેસ્તાનના પ્રદેશ વેરાન જેવો છે ત્હેને રસબસ કરી મૂકતી શરબત્ જેવા મીઠા જળવાળી શરબત્ નદી સાંપના લીસોટા જેવી વ્હેતી વ્હેતી સમુદ્રને મળે છે. શરબત્ નદીના રેતાળ તટની ઉત્તરે અખલાત્ પર્વતોની હાર આવી રહેલી છે; અને ત્હેના મૂળમાં દ્રાક્ષની કુંજ અને ખજૂરાંની ઝાડી ઝુકી રહી છે. દક્ષિણ તરફ અસીમ રેતીનું રણ પડેલું છે અને મંહી મંહી વચ્ચે પીસ્તાં ચારોળી વગેરેના ખેતરોની હરિયાળી વિલસેલી છે તેથી તે ઘણું રમણીય દીસે છે. અખલાતના કંદરોમાં આદાના કરીને ગામ છે. અખલાતને શિખરેથી નિર્ઝરતી સરા નામની ઝરણી આદાના ગામ વચ્ચે થઇને નેહર જેવી શરબત્ નદીમાં ભળી જાય છે. આદાના હરિયાળીથી ઢંકાયલું વ્યાઘ્રચર્મથી ઢંકાયેલા શિવ જેવું અને સરાથી સોહતું ચન્દ્રમૌલી જેવું ગંભીર અને મનોહર છે.

આ પ્રદેશના માલીક અમીર આમ્નને આદાનામાં એક મહેલ બંધાવ્યો હતો. અમીરની ઉમ્મર બત્રીસ વર્ષની હશે. ક્રૂર આરબોના વેરાનમાં મધુચરિત્ર શ્યામદ્વીપ સમાન તે વર્ણે ગૌર અને બાંધે ઉન્નત અને બલિષ્ઠ હતા. મુખ કોમલ અને પુષ્પપ્રફુલ્લ હતું. બાબરી સાથેના માથાના વાળ લાંબા, પોશાક સાદો અને સુન્દર હતો; ટુંકામાં અમીર દૃઢચરિત્ર અને નિષ્ઠાવાન હતા.

ગુલસુરત્ ત્હેમની બેગમનું નામ હતું. ગુલસુરત્ ખરેખર ગુલસુરતજ હતી. અમીર ત્હેને લાડથી ગુલગુલાબ કહી બોલાવતા; અને તે ગુલાબ જેવીજ ખરેખર સુન્દર હતી. ગુલાબની લાલી ત્હેના ઓઠ અને ગાલ પર હતી. ગુલાબ ફુલની સુગન્ધ ત્હેના ચરિત્ર અને વ્યવહારમાં મ્હેકતી. ગુલાબના કાંટા કુર્દિસ્તાનની ઇર્ષાથી બળી મરતી સુન્દરીઓના મનમાં હતા.

ગુલસુરતનો પ્રાણ સ્વામીના હૈયે ઝોલા ખાતો, ત્હેની જ રોપેલી અને માંડવડે ઝુલતી વેલીની પેઠે. કપોતી જેવી તે બધા પર વિશ્વાસ ધરતી, કસ્તુરી મૃગ જેવી ગુણો ઢાંકયા રાખતી, આત્માની સુન્દરતામાં દેહની પવિત્રતા લેખતી અને ચંડોળના ગીતજ સુણતી. બુદ્ધિશાલી અને ચરિત્રવાળી ગુલ-

સુરત અમીર પતિ મેળવી, ધન્ય થતી અને અમીર આસ્મન એના જેવું ગુલ મેળવી મગરૂબ હતો.

આદાનાથી કોઈકને અન્તરે ગુલસુરતની એક બ્હેન રહેતી હતી. ત્હેનું નામ નૂરનેહાર હતું. નૂરનેહાર એક બ્હેન કરતાં પણ વધારે સહીયર જેવી ગુલસુરતને મન થઇ પડી હતી.

સૂર્યની ઉજમાળી સોનેરી રતાશ, સરાના ઉછળતા પાણીમાં ઉતરતી, અખરોટ બદામના ફુલની ગંધથી આદાના આખું મધમધી રહેતું અને ખુલ-ખુલ દિવાનું બની ગુલોમાં ગાતું ઘૂમતું ત્યારે ગુલસુરત મહેલની અટારીમાં બેસી ક્યારે બ્હેન નૂરનેહારને લઇ ઉંટ આવતો જણાશે એમ આતુરતાથી રાહ જોતી.

ફિરોજી રંગના રેશમી બુરખામાં થઇને ઉત્સુક નજરથી જોઇ રહેતી સખીની આંખ ગુલસુરત પોતાની કલ્પનાથી અનુભવતી અને તે તરફ આવકાર આપતી પોતાની નજર ઠેરતી; ને અન્તે હાલતે ડોલતે બ્હેનને લઇ ઉંટ આવી પહોંચતો.

એક દિવસે અમીર આસ્મન બપોરે જમવાના હતા; તે ખંડમાં જમીન કિન્ખાબથી છાહેલી હતી. ઉપર મખમલના અસ્તરથી ઢાંકેલાં હાથી દાંતના ચિત્રકામ વાળાં ટેબલ હતાં. ત્હેની એક બાજૂ પર સોનેરી રંગની તેવીજ કામવાળી ખુરસી હતી તે ઉપર અમીર આવીને બેઠા. ઘરની ચારે બાજૂ મોટાં મોટાં બાર હતાં. ત્હેની આગળ મખમલના પડદા ઝુલતા. દરેક બ્હારી આગળ એક એક બાંદી ખડી રહેતી. લીલા, પીળા અને સફેદ ઓઢણા ઉપર છૂટી વેણી ડોલતી. ત્હેમના હાથ મેંદીથી રંગેલા અને આંખો કાજળથી આંજેલી હતી. સુન્દરીના બહુરંગી વસનો સાથે બપોરનો રૌદ્ર તાપ ખેલના કરતો અને ઓર રંગ જમાવતો. દક્ષિણનો પવન પડદા અડકેલી મૂકી અન્તઃપુરમાં ધસ્યો આવતો અને બાંદીના ઓઢણાની ફડકો ઉડાવતો—અને મધ મધતા અત્તરની સુગંધી ચોરી લઈ પાછો ઉડી જતો. બાંદીમાંથી કોઈના હાથમાં ખુમચાભરી મિઠાઇ, કોઈના હાથમાં મેવો, કોઇના હાથમાં શરબત, તો કોઇના હાથમાં ગુલાબદાન, અત્તરદાન, તો કોઇના હાથમાં મોર પિચ્છનો વીંજણો હતો. ગુલસુરત તે બધાંની પાસેથી કંઈક કંઈક લઈ સ્વામીને

પીરસતી. હેનો આસમાની રંગનો પેશવાજ, પીરોજી ઓઢણી, સોના જડીત્ર પગે મોજડી, માથાની વેણીને વીંટીવળેલી મોતીની માલ, આંખમાં સુરમાનું આંજણુ હથેલીઓમાં જાફરાનનો રંગ, ઓઠે અને ગાલે તન્દુરસ્તીની રતાશ શોભતાં. બપોરનો પ્રચંડ તાપ જ્યારે હેના દેહને સ્પર્શતો ત્યારે તેની આંખોની ઝળક ઝંખવાતી અને ગાલની લાલી ઘાડી બનતી. ગુલસુરતની તે તરફ નજર પણ નહોતી. તેતો એક મનથી સ્વામીને જમાડવામાંજ ગુંથાઇ હતી; પરંતુ અમીર આમ્રનની રમતીલી નજર તો એ ખૂબી નિહાળવામાં મશગુલ હતી. ગુલસુરતે, ગુલાબનું શરબત, મેવો, મીઠાઈ સૌ એકે એકે સ્વામી આગળ લાવીને મૂક્યું અને અમીર આમ્રનને આરોગવા માંડ્યું. જમવાનું ખલાસ થયેથી તે પાત્ર ઉઠાવી બાંદીના હાથમાં સોંપી દેતી.

જમવાનું શરૂ થયું એટલે ગુલસુરત્ ઓઢણી સંકોરી અમીરની પાસે ગઈ અને હાથી દાંતના મોરપિચ્છ પંખા વડે પવન નાંખવા લાગી. આમ્રનને પોતાની દિલબરની, શરબતથી જ્યાસ્ત લ્હેજતદાર ખૂબસૂરતીના રંગ આગળ શરબતની મજા તુચ્છ લાગી. ગુલસુરત્‌ના સુંદર નાજુક કળીથી પણ કુંળા સુંવાળા હાથ પોતાના હાથમાં લેઇ આમ્રન બોલ્યોઃ—"પ્યારી ત્હમારી બ્હેનને આવવાનો વખત થયો છે, નહિં!"

ગુલસુરતે કહ્યુંઃ—"ના, ના. હજૂ વાર છે. આ દિવાલ પરનો તડકો હજૂ આ નિશાની આગળ આવી પ્હોંચશે ત્યારે હેનાનું ફુલ ખીલશે, બુલબુલ કલશોર મચવશે, ત્યારે મ્હારી બ્હેનનું ઉંટ પીસ્તાંના ખેતરમાં દેખા દેશે".

આમ્રન ગુલસુરતનું આ લંબાણ વિવેચન સાંભળી હસ્યો અને બોલ્યોઃ—"ગુલગુલાબ, ત્હમારી બ્હેન હવેથી અહીં ન આવે તો સારૂં. નહિ તો ત્હેને બંદી કરવી પડશે યા આપણે આ઼દાના છોડી જવું જોઇશે.

ગુલસુરત્ ચકિત થઇને બોલીઃ—"મ્હારી સલૂણી સહીયર બ્હેન નૂરનેહાર ઘણા મધુરા, સ્વભાવની છે, ત્હેણે ત્હમારો શો અપરાધ કર્યો?"

આમ્રન પીસ્તાં અને બદામ એકઠાં કરી ફાકો મારી બોલ્યોઃ—"ત્હમારી બ્હેન મ્હને આશક કરવા તલપે છે".

એ વાત સાંભળી ગુલસુરત્ બસરાની ગુલાબવાડીને લજવે ત્હેવું

રંગીલુ હસી અને બોલી:"—બનેવી સાથે ઠેકડી કરવી એ સાધારણુ વાત છે. પણ મ્હારા પર જે પ્રેમ કરે ત્હેને ત્હમારા પર પણ પ્રેમ થાય ત્હેમાં મના શાની કરવાની ?"

આમ્નન આબજોસ ફિકો દઈ બોલ્યો "ના ત્હેની મનાઇ નહિ, પણ અતિ પ્રેમનું પરિણામ ત્હમારે માટે ભયંકર નીવડશે; કેમકે ત્હમારે તો હું જ છું ને !"

છેલ્લું વાક્ય સાંભળી ગુલસુરત્ "જાવ, જાવ !" કહીઆમ્નનના ખોળા પર ઢળી પડી અને સ્હેજ હડસેલો દીધો તેથી આમ્નનના હાથમાંનું અંગુર નીચે પડી ગયું અને ફાટી ગયું. પતિપત્નીમાં આમ વિનોદ ચાલતો હતો ત્યાં વચમા નૂરનેહાર આવી પ્હોંચી:—"વાહ, તો ત્હમારા આનન્દની શરીક થવા હું પણ આ આવી પહોંચી. ગુલસુરત્ હસતી હસતી એકદમ ઉઠી અને બ્હેન તરફ વળી.

* * * *

બીજે દિવસ સ્હવારે ગુલસુરતના હાથમાં એક કાગળ આપી આમ્નન બોલ્યો:—"જૂઓ, મ્હારી વાત સાચી ખરી કે નહિ ?"

ગુલસુરત્ તે કાગળ વાંચવા લાગી.

"હે જનેબેહેસ્તના ઇજિલ,

ગુલસુરત્ કનેથી સાંભળ્યું કે મ્હારી પ્રાણની પૂજા આપ કળી ગયા છો. વાહ હૃદયના ભાવ એક વખત જણાવી દેવાની વચ્ચે વચ્ચે પણીઉત્કટ ઇચ્છા થઈ આવી. બીચારી ગુલસુરત્ તો જાણતી હતી કે ત્હેના પ્રેમની ખાતર હું દરરોજ ઉટ સ્હડી બળતી રેતીનું રણ ઓળંગી આશાના આવ્યા કરૂં છું. પણ આપ ખરૂં પામી શક્યા છો કે નૂરનેહારના ચશ્મના નૂર આપ પોતે જ છો; અને મ્હારૂં નામ અન્વર્થ લાગે છે, તે આપના દીદારથી જ. કોણે મ્હારો આ ગુપ્ત ભાવ આપને કળાવ્યો હશે. હા ! મનોમય સાક્ષી મન વિના બીજું કોણ હોય ! આજ મ્હારો પ્રેમ વસન્તના પતંગીયાની પેરે રંગ બેરંગી સાજ ધરી ઉડયો છે પા તે યાર ત્હેને ત્હારા ચિત્તપુષ્પના પ્રેમમધુનું

પાન કરવા દે! હું વિધવા માટે, અરે પણ ત્હમે બનેવી શા માટે થયા! હું સમજું છું કે બ્હેન ગુલસુરત ત્હમારી છે ત્યાં સુધી મ્હારી સાથે નેકાહ ન થાય. પણ છતાં ત્હમારો પ્રેમ ન પામવાથી જાનની હાની થશે. ત્હમે ગુલસુરતના પ્રેમમાં મશગુલ છો; પણ ત્હેનામાં આવો રોમ રોમ પ્રેમ ક્યાંથી હશે? આવું રૂપ પણ તે ક્યાંથી મેળવી શકે? તે એક બાંદી થવાને પણ લાયેક છે, મ્હારી આગળ? જો દયા આવે તો ત્હમારા બગીચામાંજ આજ બપોરે દર્શન દેજો. ઘણું ઘણું કહેવાનું છે. સંધ્યા સુધીમાં આપને ત્યાં નહિ જોઉં તો સમજીશ કે આદાનામાં મ્હારી કબરને પણ જગો નહિ મળે. ત્હમારાપરજ આફ્રીન છે ત્હેની જીંદગીનો સવાલ હવે આપને શિર છે.

લી. ફક્ત તેજ
કમનસીબ નૂરનેહાર.

કાગળ વાંચતાં વાંચતાં ગુલસુરતની આંખમાંથી આંસુની ધારા ચાલી રહી. પાણીથી ભરેલી આંખે સ્વામી સ્હામું તે જોઇ રહી અને બોલી:— "ખાવિંદ, શું થશે હવે? નૂરનેહાર મ્હારી બ્હેન ન હત તો આપને શાદી કરવાને હું કહેત. મ્હને તલાક આપો તો શાદી થઈ શકે પણ પછી હું કોને આધારે જીંદગી કહાડું. આપ અને નૂરનેહાર બન્ને મ્હને તો સરખાંજ પ્રિયછો!"

આમ્નન બોલ્યો:—"પ્યારી, એકજ સાથે જીગર જડી રાખવું એ હજરત મહંમદનું ફરમાન ભૂલી ગઈ કે? જે પોતાનાજ દોષોથી દુઃખને પોતાના મનરૂપી કિલ્લા પર જીત મેળવવા દે છે ત્હેની પછી ખરાબ હાલત થાય તે પર દિલગીર થવું નકામું છે. ખુદા નૂરને સારી બુદ્ધિ આપે".

* * * *

આમ્નનના બગીચાની બદામવાડીમાં અંધારૂં ઉતરતું હતું. મ્હી મ્હી અખરોટના ઝાડને થડે અંગૂરની લતા વીંટળાતી ઝ્હેલી છે. ત્હેમાં ફીંચતાં બુલબુલ પાકાં અંગૂર ચાંચથી ઝબક ટોચે છે અને પાછાં બ્હાર કહાડી લઇ સિત્ દઇ આનંદથી સીત્કાર વજાડે છે. પુષ્પથી લચી રહેલી વસન્તમાં હેના, બકુલ, ચમેલી અને ગુલાબની સુગન્ધ સંધ્યાના પવનમાં મૃદુ મૃદુ બ્હેક મારે છે.

બગીચાના મધ્ય ભાગમાં પથ્થરની બાંધેલ કુંડડીની વચ્ચે સરાનો પાણીનો ફુવારો રૂપાની જળધારાઓ ઉંચે અંધારા આકાશમાં ઉરાડે છે અને

# સેવિકા.

## ૪.

ગરમીના આરંભમાં મુંબઇમાં પ્લેગ ઘણો જોરથી ચાલતો હતો. ર
દહાડો બોલો ભાઇ રામ, કલમી શાહવતના અવાજ કાન ઉપર વાગતા હત
દરરોજ લગભગ ૩૦૦ મરણ થતાં હતાં. કર્તવ્યનિષ્ઠ કર્માનુરાગી દીનાના
પોતાના જીવની દરકાર નહિ રાખતાં ગલી કુંચીના ગંદવાડમાં પોતાને ન
ખતો હતો. પ્લેગના રોગીને માટે કોઇ બોલાવવાને આવ્યાથી તે કંઇ પ
વાંધો લીધા સિવાય તરત જતો હતો. પ્લેગરોગીની દવાદારૂ કરવામાં તે
ઘણોખરો વખત જતો હતો. ઉત્સાહની તીવ્રતાથી દીનાનાથને ઘણી વખ
આ ભયાનક વ્યાધિના હાથથી પોતાનો બચાવ કરવા માટે જે ઉપાયો પ
ડવાની જરૂર પડતી તે પકડતો હતો.

એક દહાડો એક પ્લેગના રોગીને જોઇને આવીને દીનાનાથને તા
ભરાયો અને જોતજોતામાં ગજી સજી આવ્યું. દીનાનાથે મનમાં ને મન
જાણ્યું કે હવે હું બચવાનો નથી. શહેરના મોટા મોટા ડાક્ટરને ખબર ગ
ળતાં જ તેઓ તરત આવીને તેને જોવા લાગ્યા.

વિધવાએ બે ત્રણ દહાડા દીનાનાથની કંઇ ખબર નહિ મળ્યાથી છોક
રાને જોવા મોકલ્યો. છોકરાએ પાછા જઇને પોતાની માને ડાક્તરને પ્લે
થયો છે તેની ખબર આપી. વિધવા જેવી હાલતમાં હતી તેવીજ સ્થિતિ
દીનાનાથને ઘેર આવી.

દીનાનાથને તે વેળાએ થોડીક શુદ્ધિ હતી, પરંતુ બોલવાની શક્તિ
નહોતી. આંખ જાસુદના જેવી લાલચોળ થઇ ગઇ હતી. દીનાનાથે જાણ
કે કોણ આવ્યું છે—નજરથી, ઇસારતથી, હાવભાવથી જેટલું બની શક
તેટલાથી વિધવાને પોતાની પાસે આવવાની મનાઈ કરી. વિધવા સમજી
સમજ્યા છતાં પણ ત્યાંજ ઉભી રહી.

ડાક્ટરોએ તેને પગારદાર સેવિકા ( નર્સ ) તરીકે સમજીને શું કર
જોઇએ, ક્યારે શી દવા પીવાડવી જોઇએ તે બધું જણાવ્યું. રાત દહાડો
ઘડિયાળના કાંટા પ્રમાણે ડાક્ટરનો હુકમ બજાવવા લાગી.

દીનાનાથ ધીરે ધીરે બેશુદ્ધ થઇ ગયો.

પેલી તરફ માણેકના પોતાના સ્વામીનો કાગળ નહિ મળ્યાથી એક દહાડો સવારે પોતાના દેવરને જોડે લઇને દીનાનાથને ઘેર આવી પહોંચી. સ્વામીના સુવાના ઓરડામાં જવાની તૈયારી કરે છે એટલામાં તે અચકાઇને બોલી ઉઠી, "આ શું તાપી અહિં?"

તાપી બોલી, "બહેન, તું અહિંયાં કેમ?"

માણેકની સ્વામીના ઉપર નજર પડયાથી તેનો કંઇ પણ જવાબ નહિ આપતાં થર થર ધ્રુજતી બોલી, "એમને શું થયું છે!" આમ કહીને ઓરડામાં ગઈ.

તાપીને હવે જાણવાથી કંઇ બહાર રહ્યું નહિ. તેણે બે હાથ દરવાજાપર રાખીને માણેકને જતાં અટકાવી, "બહેન, હું તારે પગે પડુંછું, ઓરડામાં જતી ના! હું સર્વ તને કહું છું. તું આ ઓરડામાં જરા રાહ જો, હું હમણાં આવું છું." આવું કહીને જોર જુલમથી માણેકને બીજા ઓરડામાં મોકલાવી.

તાપી આખું શરીર સારી પેઠે ધોઇને તથા લુગડું બદલીને બીજા ઓરડામાં આવ્યાથી બેઉ જણા ગળે વળગીને રોવાં લાગ્યાં. રોઇને મનનો ભાવ ઓછો થયો, ત્યારે તાપીએ પહેલાથી છેલ્લે સુધી બધી હકીકત પોતાની ફુઇની બહેન માણેકને કહી સંભળાવી.

માણેક બોલી, પ્લેગ થયો છે તે મને કેમ જણાવ્યો નહિ?"

તાપીએ જવાબ આપ્યો, "દીનાનાથ એ તારો સ્વામી છે તે તો હું જાણતી નહોતી."

માણેકએ કહ્યું, બહેન, તેં મારો અધિકાર છીનવી લીધો છે. જે થવાનું હતું તે તો થયું છે હવે મારૂં કામ મને કરવા આપ."

તાપી માણેકના પગ ધરીને બોલી, "બહેન, તેમ થશે નહિ. મેં જે કામની શરૂવાત કરી છે તેનું છેવટ સુધી મને કરવા દે. તું હવે ઇચ્છા પૂર્વક આ વિપદમાં કુદકો મારતી ના. તેઓ જરા સારા થયા છે. હું રોજ કાગળ લખીને તને ખબર આપતી જઈશ." તે રોઇને કોઈ રીતે સ્વામીની પાસે રહીને તેની સેવા ચાકરી કરવાના સંકલ્પથી માણેકને દૂર રાખવાનો યત્ન કરવા લાગી. પરંતુ કોઇ રીતે તેમાં ફાવી નહિ ત્યાર આખરે ડાકટરની તરફથી કહાવી મોકલ્યું કે, તેને જોયાથી અથવા જો તે અહિં છે એવું માલમ પડ્યાથી દીનાનાથને માટે સારૂ પરીણામ થશે નહિ,—માનસિક ઉત્તેજનાથી રોગ વધીને મરવાનો ડર વધારે છે.

તેથી માણેક નિરૂપાય થઇને બારણામાંથી પોતાના સ્વામીને જોઇને ફીકા ચહેરેથી અજાણ્યા માણસની પેઠે ગાડીમાં બેઠી. ગાડીનો દરવાજો બંધ કરીને મુંહ વાળીને વેદનાથી વિંધાયલી છાતીમાં માર મારવા લાગી.

તે પોતાના દેશમાં પાછી ગઇ.

દીનાનાથ ધીરે ધીરે સારો થવા લાગ્યો. પહેલા શુદ્ધિમાં આવીને તેણે પૂછ્યું, "પેલી સ્ત્રી મારી સેવા ચાકરી કરતી હતી તે ક્યાં છે?"

ચાકરે કહ્યું, "આજે બે દિવસથી તે પોતાને ઘેર જતી રહી છે."

દીનાનાથ સારો થઇને શરીરમાં જરા શક્તિ મેળવતાં જ વિધવાને ઘેર ગયો. ત્યાં જઇને જોયું તો ઘરના દરવાજાપર તાળું મારેલું છે. પરોસના ઘરવાળાએ કહ્યું કે "આજે સાત દિવસ થયાં માદીકરો પ્લેગથી મરણ પામ્યાં છે."

કંઇ નહિ બોલતાં દીનાનાથે કોચમેનને ગાડી ફેરવવાને કહ્યું. ઘેર આવીને દરવાજાપર તાળું લગાડીને એકદમ ગાંડાની પેઠે ખેડામાં આવ્યો.

ફૂઈ તેનો ચહેરો જોઇને રોવા લાગી. માણેક તો ખાટલાપર જઇને પછાડ ખાધી.

દીનાનાથ સારી પેઠે સારો થયા પછી, એક દહાડો માણેકે પૂછ્યું, મેં માંદા પડયા હતા તે વેળાએ જે તમારી સેવા ચાકરી કરતી હતી તે મણું ક્યાં છે વારું ?"

દીનાનાથે સ્થિર ગંભીર ભાવથી કહ્યું, "તે હવે નથી, સ્વર્ગમાં ત્તી રહી છે."

માણેકનું મોં લેવાઇને જરા સરખું થઈ ગયું. બોલી, "શું કહો છો ?

દીનાનાથે કહ્યું, "હું ખરૂં કહું છું. તે મરી ગઈ છે."

માણેક રોતી રોતી બોલી, " તે તો મારી ફુઈ બહેન થાય. આહા! ણીએ અહિંયાં આવીને મને મળવાનું કહ્યું હતું. શું થયું?" આમ કરીને મીન ઉપર બેસીને રોવા લાગી.

દીનાનાથ પોતે રોતો હતો—કોણ તેને સાવધતા આપે ?

---

## સહૃદય ગાન.

અમે રસિક પંથનાં યોગી, અમારો મર્મ શું જાણે ભોગી; ધ્રુવ૦
વિના ચક્ષુ ચક્ષુથી જોઈ, જગ નાટક નહીં પ્યારી;
સહજ સમાધિ માંહે ડૂબી, આકાશે ઉડી આવી. અમે.
રસ રંગ તાજા સ્થૂલ વિશ્વને, ચર્મચક્ષુથી જોઈ;
ભોગી દિલ જ્યાં હાસ્ય કરે ત્યાં, આંખ ભરી અમે રોઇ. અમે.
વિતા શબ્દની દિવ્ય શબ્દ ખર, અંબર સુધા રસ પ્યાલી;
જડ ચેતન સહુ હૃદય વસેલી, શ્રવણ પૂટ ધરીં મ્હાલી. અમે.
જ્યાં ભોગી દિલ સર્વ સંપત્તિ, હું મારૂં કરી ચાલે;
ત્યાં અમ ઉંરનો એહ ખજાનો, તું મારૂં કરીં પાળે. અમે.
વેદ કુરાન કીતાબ ગીતનો, પ્રગટ શબ્દ રસ રાજા;
આમ પૂજે એ નિયમ ભોગીનો અમ ઉર એ નવ માજા. અમે.

# સભારંજની

અથવા

## આરાયેષ મહફીલ.

### પ્રસ્તાવના.

"**સભારંજની**" નામનું પુસ્તકરૂપે લખાયલું હિંદુસ્તાનનું વર્ણન અમને સતારાના છત્રપતિની પદરના એક જુના ઘરાણા પાસેથી મળ્યું છે. તેના પ્રારંભમાં જે પ્રસ્તાવના આપી છે તે પરથી આ ગ્રંથ "આરાયેષ મહફીલ" નામના ઉર્દુ ભાષાના ગ્રંથનું ભાષાન્તર છે એમ સુચિત થાય છે. સતારાના વિદ્યાપ્રિય અને પરમ રસિક મહારાજા શ્રીમંત છત્રપતિ પ્રતાપસિંહ મહારાજે (ઈ. સ. ૧૮૦૮–૧૮૩૯) માધવરાવ મુનશી નામના પંડિત પાસે આ ભાષાન્તર કરાવ્યું છે. આ મૂળ ગ્રંથ "આરાયેષ-ઇ-મહફીલ" મી૦ હેરીંગટન નામના એક યુરોપીયનની સૂચનાથી શેરઅલી નામના એક મુસલમાને ઇ. સ. ૧૮૦૪ માં લખ્યો છે. આ પુસ્તકમાં મુખ્યત્વે કરીને હિંદુસ્તાનનું વર્ણન, વેદ શાસ્ત્રાદિ ગ્રંથ, ષટ્ દર્શનની માહીતી, દિલ્હી, આગ્રા, પ્રયાગ, અયોધ્યા, બહાર, બંગાલ, ઓરીસા, ઔરંગાબાદ, વહાડ–બાલાઘાટ, ખાનદેશ, માળવા, અજ્મેર, ગુજરાત, ઠઠ્ઠા, મુલતાન, લાહોર, કાશ્મીર, કાબુલ–એ અઢાર સુબાનું સંક્ષિપ્ત ઐતિહાસિક વર્ણન અને પાંડવોથી પિથોરા ઉર્ફે પૃથ્વિરાજ સુધીના હિંદુ રાજાઓની કૈફીયત–આટલા વિષયોનો સમાવેશ કરેલો છે. મુસલમાન ગૃહસ્થના હાથે ઐતિહાસિક દ્દષ્ટિથી ૧૦૨ વર્ષ પૂર્વે લખાયલું આ પુસ્તક હિંદુસ્તાનના ઇતિહાસ તથા ભૂગોળના અભ્યાસીઓને અનેક દ્દષ્ટિથી વાંચનીય અને ઉપયોગી થઇ પડે એમ જણાય છે. આ ગ્રંથની પ્રારંભમાં લખેલી માહીતી કેટલાક વાંચકોને કમી મહત્વની લાગવાનો સંભવ છે, પરંતુ આધુનિક સમયના પ્રમાણમાં તે કાળે વિદ્યાનો પ્રચાર તથા સાધનો–એ બે વસ્તુનું અસ્તિત્વ કમી હતું, તે સમય, આ પુસ્તક વાંચનાર ધ્યાનમાં રાખે તો ઉપરનો દોષ ક્ષામ્ય છે.

મહાલક્ષ્મી. તા. ૧૫–૧૦–૬ ધનતેરસ. } અનુવાદકર્તા.

---

## મૂળનું ભાષાન્તર કરનારની પ્રસ્તાવના.

"શ્રીમત્ જગદીશ્વર પ્રતિ નમન કરી આ ગ્રંથ લખવા પ્રારંભ કરૂં છું. પૂર્વે સાહેબ આલિશાન મીસ્તર 'હરનગટન' સાહેબ બ્હાદૂરે શેરઅલી મુનશી પાસેથી ઉર્દુ ભાષામાં આ ગ્રંથ કરાવી તેનું નામ 'આરાયેષ મહફીલ' રાખી સને ૧૮૦૪ માં છપાવ્યું; પરંતુ જેઓને ફારસી ભાષાનું જ્ઞાન નથી તેમનાથી સમજાતું નથી માટે તેનો મરાઠી ભાષામાં તરજુમો થતાં અત્રેના સર્વ લોકો ને તે પુસ્તકનું યથાર્થ જ્ઞાન થશે એમ ધારી શ્રીમન્મહારાજ ક્ષત્રિય કુલાવતંસ રાજશ્રી-છત્રપતિ સ્વામીની આજ્ઞાથી માધવરાવ મુનશીએ તેમાંથી સાર અર્થ કાઢી આ પોથીની યોજના કરી; ને નામ "સભા રંજની" રાખ્યું છે. આ ગ્રન્થ સાધન્ત જે કોઇ મનન કરશે તેને સર્વ હિંદુસ્તાનનું વર્તમાન સમજાશે. પ્રાર્થના એજ છે કે જ્યાં અશુદ્ધ હોય તે કૃપા કરી શુદ્ધ કરવું."

---

# "સભારંજની"

### ભાગ ૧ લો.

### સામાન્ય માહીતી.



ઈશ્વરે જ્યારથી સૃષ્ટિ નિર્માણ કરી ત્યારથી દરેક પ્રદેશમાં, શહેર તથા કસબા, ન્હાના મ્હોટા ઘણા વસ્યા તથા વસે છે; પરંતુ હિંદુસ્તાનનો નકશો ઘણો ચમત્કારિક છે. કોઈ પણ દેશની આ દેશ સાથે સરખામણી બરોબર થઈ શકતી નથી. કારણ આ દેશમાં ઠેકઠેકાણે ઘણા વિદ્વાન લોકો, કુવા, તળાવ, ધર્મશાળા, બગીચા તથા રસ્તાની બાજુમાં શીતળ છાયા માટે ઉગાડેલાં વૃક્ષો છે. તેમ રૂતુ રૂતુના ન્હાના પ્રકારના આભૂષણ, વિવિધ જાતની ખાવાની વસ્તુઓ-મેવા મીઠાઇ તથા રૂતુફળો, ઠેક ઠેકાણે કીલ્લા, દેવાલયો તથા મસજીદો, નિરંતર વ્હેતાં નદી નાળાં તેમજ પાણી માર્ગે ઉતરવાને નાવો વગેરે સાધન તૈયાર છે. દરેક યાત્રાળુ-મુસાફર માર્ગમાં આરામ લેતા લેતા મંજલ કરે છે.

તેમજ કોસ, બે કોસ પર વિસામો લેવાને વિશ્રામસ્થાન (વિસામા) બાંધ્યા છે. તેથી દેશ દેશના સોદાગર તરેહ તરેહનો માલ લઈ આવે છે અને જાય છે. આ દેશની ચતુઃસીમાઃ-પૂર્વે બંગાળા દેશ; દક્ષિણે દક્ષિણ દેશ; પશ્ચિમે શેહરે ઠઠ્ઠા તથા આગળ પશ્ચિમ સમુદ્ર, અને ઉત્તરે એક મ્હોટો પ્હાડ છે, તેની સીમા પર કોઇ પ્હોચી શકતું નથી. આ દેશમાં હીરા, માણેક, સુવર્ણ, રૂપું, ત્રાંબુ, લોખંડ તથા સીસું-વગેરેની ખાણો છે. તે જગ્યાઓ પરથી હાંસીલ બહુ આવે છે, પરંતુ ઘણું કરી અનાજની આવદાની ઘણી છે, તેમાં પણ સુખદાસના ચોખા ઘણા ઉત્કૃષ્ટ છે. તે ચોખા ફક્ત બાદશાહ, વજીર, અમીર ઉમરાવો ખાય છે. સારાંશ આ પ્રમાણે સર્વ જાતનું ધાન્ય સારૂં પાકે છે. ઉત્પન્નનો મુખ્ય આધાર વરસાદ અને જમીનની પીક પર છે. કોઇ કોઇ સ્થાને વર્ષમાં બે બે તથા કોઈ કોઈ સ્થળે ત્રણ ત્રણ વાર પીક થાય છે. હવા પાણી પણ સારાં છે. તેમાં પણ ગંગા તથા યમુના-એ બે નદીઓનું પાણી તો ઘણુંજ ઉત્તમ છે, આંતરે આંતરે મીઠું તથા ખારૂં પાણી છે. તેનું વર્ણન ક્યાં સુધી લખવું? (આ વિષયમાં વધારે વર્ણનની જરૂર રહેતી નથી) વિવિધ જાતના પુષ્પ તથા ફળફળાદિ થાય છે. પર્જન્યકાળ, શીતકાળ, ઉષ્ણ કાળ-આ રૂતુઓમાં રક્ષણને માટે તથા નદીઓ વિગેરે ઉતરવા માટે સાધનો કરેલાં છે. આ બાબત આ દેશમાં મુસાફરી કરનારા મુસાફરોને અનુભવસિદ્ધ માહીતી હશે.

## દિનમાન.

દિવસ રાત્રી સમજવા માટે નિપુણ કારીગરોએ બહુ સરસ યુક્તિ યોજી કાહડી છે. અષ્ટ ધાતુની ગોળાકાર આંગળી ભર, તથા ઢેસર (દંડૂકો) માપના પ્રમાણમાં ન્હાનો મ્હોટો કરી, ઉંચી જગ્યાએ તેને ટાંગે છે અને તેને ઘડીયાળ નામ આપે છે; અને બાર આંગળ ઉંડી એક ત્રાંબાની વાડકી લઇ તેના ગર્ભમાં છિદ્ર પાડે છે; તથા એક માશા વજનની પાંચ આંગળ લાંબી સોના અથવા રૂપાની સળી તે છિદ્રમાં નાંખે છે. આવી વાડકીને પાણી ભરેલી કુંડીમાં (ન્હાવાનું પાણી રાખવાનું ધાતુનું કડાંવાળું વાસણ) મુકે છે. વાડકી, છિદ્ર માર્ગે પાણી ભરાવાથી ડૂબી જાય છે એટલે એક ઘટિકા થઈ એમ ગણાય છે. વાડકી પાણીમાં ડુબી જવા સાથે ઘડીયાળ પર એક હથોડો મારે, તે અવાજ સાંભળતાં એક ઘટિકા થઇ એમ સૂચન થાય, તેવાજ રાત્રી દિવસના આઠ પ્રહર રૂતુ પરત્વે નિયમમાં ન્યૂનાધિકનો ફેરફાર થાય છે. પ્રહ-

રની રીતિ નવ ઘટિકાથી અધિક કિંવા ૭ ઘટિકાથી કમી થતી નથી. એક પ્રહર થયો એટલે તેટલી ઘટિકા વગાડે છે, પ્રાતઃકાલે, મધ્યાન્હ, સંધ્યાકાળે, મધ્ય રાત્રે એમ ચાર પ્રહરના વાદ્યો વગાડવામાં આવે છે. તે ઉપરથી દિવસ રાત્રીની કમી જાસ્તી ઘટિકા સમજાય છે. ઘટિકાના પ્રમાણ પરથી રેતીની ઘડીયાળો કરે છે. તેની બનાવટ એવી છે કે બે કાચના કુપ ન્હાના ન્હાના મેળવી એના મુખ એક એક સાથે રહે એમ ગોઠવે છે અને મધ્ય ભાગે એક ત્રાંબાનું અથવા પીત્તલનું ન્હાનું પતરૂં કરી તેમાં છિદ્ર કરી તે કુપોના મુખ પર રાખી બાંધે છે ઉપરના કુપમાં બારીક રેતી નાંખે છે તે રેતી ગળતી ગળતી બીજાં કુપમાં ભરાય એટલે એક ઘટિકા થાય. બીજી ઘટિકાએ તે ફેરવી રાખે છે. તેનું 'વાલુકાયંત્ર' નામ રાખેલું છે.

---

## વેદશાસ્ત્ર ઇત્યાદિ વિદ્યાનું વિસ્તાર વર્ણન.

હિંદુઓના વિદ્યાના ગ્રંથો ઘણા છે. તત્રાપિ જેનો વ્યવહારમાં ઉપયોગ લેવાય છે તેનો વિસ્તાર લખ્યો છે.

૧ વેદ નામની એક વિદ્યા છે, તેમાં સર્વ ગુણોના ભેદ બતાવેલા છે. તે વેદથી જ પ્રસિદ્ધ છે. જે કાળમાં જળમય પૃથ્વી હતી ત્યારે ઇશ્વરેચ્છાથી વટપત્ર પર બાલમુકુંદ અવતાર થયો. તેના નાભિમાંથી કમળ પુષ્પ ઉત્પન્ન થયું–તે કમલમાંથી ચતુર્મુખ બ્રહ્મદેવ નિર્માણ થયા. તે આ સૃષ્ટિના કર્તા. તેને ઇશ્વિરે આકાશવાણી દ્વારા ચાર મુખે ચાર વેદ બોલાવ્યા–તે વેદ હિંદુ ધર્મનો મુખ્ય પાયો–અને તેનાથી હિંદુઓ સર્વ આચરણ કરે છે.

૨ ઉપનિષદો–વેદના ભાવ–બ્રહ્મ દેવનો પૌત્ર મનુ થયો તેણે એ ઉત્પન્ન કર્યા. તેમાં વેદાન્ત વિષય વિસ્તૃત કરેલો છે.

૩ ૭ શાસ્ત્રો—તે મનુના પુત્ર અને પૌત્રે નિર્માણ કર્યા. તેમાં એકમેક ગ્રંથોમાં કયાં એક્ય ભાવ તો ક્યાં ભિન્નભાવ દેખાય છે, અને કેટલાક વાદી ગ્રંથ થયેલા છે, તે પણ આ શાસ્ત્રને અનુસરીને છે, તપસીલઃ—

૧ પ્રથમ ન્યાયશાસ્ત્ર, એનો કર્તા ગૌતમ નૈયાયિક, તેનું અવલોકન કરતાં કર્તા કારણે શીવાય કોઇપણ કાર્ય થતું નથી એ સિદ્ધાન્ત જોવામાં આવે છે.

૨ વૈશેષિક શાસ્ત્ર—એનો કર્તા કનાદ મુનિ, તેમાં કાર્યની પરિણતિ વખત પર આધાર રાખે છે—જે કોઈ કાર્ય વખત સાધી કરે તો તે સિદ્ધ થાય—નહીં તો નિષ્ફળ થાય એ સિદ્ધાન્ત છે.

૩ સાંખ્યશાસ્ત્ર—એનો કર્તા કપિલ મહામુનિ. તેનો સારાંશ એ કે, 'આત્મા અનાત્મ વિચાર' એટલે દૃશ્યપદાર્થ મિથ્યા, પરમાત્મા ચિદાનંદ સત્ય, વાસ્તવ દેવ અનાત્મા, તેનો સતત રહેનાર જે આત્મા, તેને જુદો કરી પરમાત્મા સાથે લીન કરવો—ઐક્ય ભાવ કરવો.

૪ પાતાંજલિ શાસ્ત્ર—એનો કર્તા અનંતસ્વામી—શેષમાંથી મુખ્ય ભાવ એ, કે પ્રાણાયામ યોગાદિ સાધનોથી અતિ દુર્લભ જ્ઞાન થવું.

૫ વેદાંતશાસ્ત્ર—એનો કર્તા વ્યાસ સ્વામી—તેમાં મુખ્ય ભાવાર્થ એ કે ઇશ્વર એક, તરંગજાલ સૃષ્ટિ. પરંતુ દૃશ્ય પદાર્થ નષ્ટ અને નિરાકાર; ઈશ્વર સત્ય.

૬ મીમાંસા—એનો કર્તા જૈમિની તેમાં સિદ્ધાન્ત—કર્મ પ્રાધાન્ય. જે જેવું કાર્ય કરે તેને તદનુસાર ફળ મળે.

૧ ધર્મશાસ્ત્ર—આ ૭ શાસ્ત્રો શીવાય બ્રહ્મદેવના પુત્રે વેદમાંથી રચ્યું, તેમાં ચારે વર્ણ તથા ચાર આશ્રમધર્મોનો વિસ્તાર ન્યાય અને શાસ્ત્ર નિર્ણય—સર્વ લખ્યું છે.

૧ વ્યાકરણ—શબ્દશાસ્ત્ર ગ્રંથ છે. તેમાં શબ્દ જ્ઞાનનો ક્રમ સંખ્યો છે. આ શબ્દશાસ્ત્ર શીવાય ઇતર શાસ્ત્ર અધ્યયન કરવાથી ગૌણ શબ્દ શુદ્ધ સમજવામાં આવતો નથી એવો સિદ્ધાન્ત છે. શેષનાગે આ ગ્રંથનું વ્યાખ્યાન કર્યું છે. આધુનિક સમયમાં પણ તેવા કેટલાક ગ્રંથો થયા છે.

૧ અઢાર પુરાણ—તેમાં પ્રાચીન કથા તથા અવતારાદિક ચરિત્રો અને ભૂગોળ ખગોળ વર્ણન, અને પુણ્યશીલ, પરાક્રમી જે રાજા થયા તેના યશને કીર્તિ ગાન વિસ્તારથી વ્યાસજીએ વર્ણવ્યાં છે.

૧ કર્મ વિપક એ ગ્રંથ છે–તેમાં સર્વ રોગનો ઉદ્ભવ કયા યોગથી થાય છે અને પરિહાર કયા ઉપાયોથી થશે એ વિસ્તારથી લખ્યું છે.

૧ લીલાવતી નામનો ગ્રંથ–ગણિતશાસ્ત્ર, તેમાં હીસાબના ઉપયોગ સારૂ–કઠણ કઠણ ગુણાકાર, ભાગાકાર, વિષે વિગત સાથે લખાણ. છે.

૧ વૈદ્યવિદ્યા–મનુષ્યની શરીર પરીક્ષા–અંગુઠાથી મસ્તક પર્યન્ત–અને નાડીજ્ઞાન–તેમજ ઔષધ ક્રિયા–સર્વ વિગત સહ લખેલો છે. એનો કર્તા મૂળ વ્યાસ સ્વામી. હાલ પણ કેટલાક ગ્રંથ સિદ્ધ થઇ પૃથ્વિ ઉપર પ્રચાર થવા પામ્યાં છે.

૧ જ્યોતિષ વિદ્યા–તેમાં સૂર્ય ચંદ્રાદિ ગ્રહો અને બાર રાશિઓ તથા સમસ્ત તારાગણોના સ્થાનાદિ ભેદ ગતિ અને ત્રણે લોકનું વર્તમાન ગોચર થાય એવો ગણિતક્રમ તથા ભૂગોળ ખગોળનું વર્ણન પરિપૂર્ણ આપેલું છે.

૧ સામુદ્રિક વિદ્યા–એટલે મનુષ્યની હસ્તરેખા જોઇ ઇષ્ટ અનિષ્ટ કહેવું તે.

૧ શકુન વિદ્યા–સર્વ પશુ પક્ષિનું બાપણ સમજી શુભાશુભ કહેવું તે.

૧ સ્વર વિદ્યા, નાસિકાના ડાબા જમણા શ્વાસની ગતિ સમજી તે ઉપરથી શુભાશુભ કહેવું તે.

૧ આગમ વિદ્યા–એટલે ભવિષ્ય, ભૂત, વર્તમાન સમજવું તે. મારણ તારણ વિદ્યા અને ભૂત–પ્રેત તથા જીવને વશ કરવા–તેમજ મ્હોટા રોગના ઉપાયો કરવા અને શત્રુનો નાશ કરવા–વિગેરેનું લખાણ આ પુસ્તકમાં છે.

૧ ગારોડ વિદ્યા એમાં સર્વ સર્પ વિધિ. વિષવાળા પ્રાણીઓનું વિષનો ચઢ ઉતારનો મંત્ર, સર્પને પ્રત્યક્ષ બોલાવવો તથા તેનું ફૂળ સમજવું તે–આપેલું છે.

૧ ધનુર્વિદ્યા—એટલે તિરંબાજીનું શિક્ષણ મેળવવાનું પુસ્તક.

૧ રત્ન પરીક્ષા વિદ્યા—જવાહીરની પરીક્ષા કેમ કરવી તે.

૧ શિલ્પ વિદ્યા—એટલે સુતાર, કડીયા ઇત્યાદિની કારીગીરી શીખવાનું પુસ્તક.

૧ રસાયન વિદ્યા—એથી વનસ્પતિ પરીક્ષાની, ધાતુ મારવાની તથા કીમીયા કરવાની રીતિનું જ્ઞાન મળે છે.

૧ ઇંદ્રિજાલ વિદ્યા—એટલે નાના પ્રકારના તમાશા કરવા, પારકા શરીરમાં પ્રવેશ કરવો, તથા તરેહ તરેહના ચમત્કાર કરવા.

૧ ગાંધર્વ વિદ્યા—એટલે રાગરાગિણીનું જ્ઞાન તથા સપ્ત સ્વર, ત્રણ ગ્રામની માહીતી થવી.

૧ નટ વિદ્યા—એટલે ન્હાના પ્રકારની કળા દાખવવી અને નજરબંધીના ખેલ કરવા.

૧ રસિક વિદ્યા-એથી સ્ત્રીપુરુષોનાલક્ષણો સમજવાં તથા પ્રીતિ જાણવી.

૧ ગજશાસ્ત્ર વિદ્યા—એટલે હાથીની જાત-ખોડ ખાંપણ અને તેકીબંદી ઓળખવી તથા રોગ પરીક્ષા કરવી તથા રોગનું ઔષધ જાણવું.

૧ શાલિ હોત્ર વિદ્યા—ઘોડાની જાત—લક્ષણો, ખોડો સમજવી તથા તે ઉપરથી શુભાશુભ કહેવું.

૭ પ્રકારના યોગી જેને ષટ્દર્શન કહે છે તેની તપસીલઃ—

૧ પ્રથમ સન્યાસ તેનો ધર્મ સર્વ સંગ પરિત્યાગ.

૨ ગોસાંઈ (સાધુ) એણે જીતેન્દ્રિય રહેવું.

૩ જોગીએ યોગ સાધના કરી શરીર કૃશ કરવું.

૪ વૈરાગીએ વૈરાગ્ય ખચિત સિદ્ધ કરી દેહ તમ રાખવો.

૫ ઉદાસી એટલે નાનક પંથીએ પોતાના ગુરૂની આજ્ઞાનુસાર ધ્યાન તથા આદિ યોગ કરવા.

૬ સેવડા જંગમ જે અફીણી ગ્હેરાંમાં પડી લગાડી રાખે છે.

તેનો મુખ્ય ધર્મ અહિંસા વ્રત આચરણ કરવું. આટલા માટે તે સ્વહસ્તે સ્વયંપાક સુદ્ધાં કરતા નથી કારણ કે કીડી ન્હાના ન્હાના જંતુઓ બળી ભસ્મ થઇ જાય.

ચાર આશ્રમો શાસ્ત્રમાં કહ્યા છે તેની તપસીલ:--

૧ બ્રહ્મચારી.

૨ ગૃહસ્થાશ્રમ એટલે લગ્ન કરી સંસારમાં પ્રવેશ કરવો.

૩ વાનપ્રસ્થ એટલે સ્ત્રીથી નિઃસંગ રહેવું.

૪ સંન્યાસ એટલે સર્વ સંગ પરિત્યાગ.

ચારે વર્ણ શાસ્ત્રમાં ઉક્ત છે તેની તપસીલઃ—

૧ પ્રથમ બ્રાહ્મણ—એનો ધર્મ વેદાધ્યયન અને બ્રહ્મજ્ઞાનની પ્રાપ્તિ સારૂ અભ્યાસ કરવો, ષટ્ કર્મનો અધિકાર.

૨ બીજો ક્ષત્રિય વર્ણ—એનો મુખ્ય ધર્મ શુરત્વ, શરણાંગત રક્ષણ, ત્રીકર્મી અધિકાર તથા હકુમત અને ઈનસાફ યથા ન્યાય કરવો.

૩ ત્રીજો વૈશ્યઃ—એનો ધર્મ ઉદ્યમ, વેપાર, સોદાગરી ઈત્યાદિ ધંધા કરવા.

૪ ચોથો શુદ્રઃ—એનો ધર્મ ચારે વર્ણની સેવા ચાકરી કરવી.

આ હિંદુસ્થાનના સર્વ વતની હીંદુ કે મુસલમાન નિર્મળ છે. ખાવું પીવું, સારાં આભૂષણ, સદૈવ હસતો મ્હેરો, સ્નેહશીલ, મીલનસાર, નૈષ્ઠિક, સારા સ્વભાવવાળા, ન્યાયી, મ્હોટી હીમ્મતવાળા, તેવાજ શાહુકાર લોકો પ્રમાણીક, ઈતબારી, વિશ્વાસુ; તેમજ સીપાઇઓ, ભલા, શૂરા, એક નિશાવાળા, નિષ્કપટી અને ઈમાનથી ચાકરીમાં હાજર રહેનાર. સ્વામીના કાર્ય માટે પ્રાણ અર્પવામાં નિશંક જમીનદારો પણ બહુ અભિમાની અને ધૈર્યવંત છે. આ દેશની સ્ત્રીઓ બહુજ લાવણ્યયુક્ત, સુશીલ, પતિવ્રતા અને ભર્તારને પરમ પ્રીતિથી અનુસરી ચાલનારીઓ છે. તેઓ સ્વામીનો એક ક્ષણ

પણ વિયોગ સહન કરી શકતી નથી. દૈવેચ્છાથી પતિ મૃત્યુ પામે તો તેના શબ સાથે સહગમન કરે છે અથવા સર્વ ઉપભોગાદિ વર્જ કરી શરીર શોષવી દેહ રાખે છે. મુસલમાનોમાં પણ એજ પ્રમાણે છે. તે લોકોમાં બીજો ભર્તા કરવા તેમના ધર્મસ્થાપકે આજ્ઞા કરી છે. પરંતુ હિંદુસ્થાનના મુસલમાનો તેમ કરતા નથી-એવા પ્રચારને તેઓ વ્યભિચાર સમજે છે. આ દેશના લોકોની જેટલી સ્તુતિ કરીએ તેટલી થોડી. એજ કારણથી પરદેશના લોકો આ દેશમાં આવી રહેવાની ઇચ્છા કરે છે. ઔરંગજેબ બાદશાહના અમલ સુધી ઉપર લખ્યા પ્રમાણે જ હતું. આબાદી પણ પૂર્ણ હતી. તે પછી ફરૂકશીયર બાદશાહની કારકિર્દિમાં બગાડો થયો. મહમદશાહ તો પ્યાસી અને વિલાસી હતો. દેશની વ્યવસ્થા તે જાળવી શકયો નહી. સર્વ અનિયમિત ચાલવા માંડ્યું. અહમદશાહના વખતમાં તો આથી વધારે દુર્વ્યવસ્થા થવા લાગી. કેટલાક અમીર ઉમરાવો ઘેર બેઠા અને કેટલાક આબરૂદાર ઉમરાવો દરવાજા બંધ કરી મૃત્યુ પામ્યા. તે પછી સાહેબાન અલીશાને (કંપની સરકાર) આ દેશની વ્યવસ્થા માટે વિચાર કર્યો, ત્યારથી આ દેશના લોક જે રહ્યા તે આબાદ છે. બાકી પ્હેલાંતો ચારે પાસ દાદ બેદાદ થઇરહી હતી (એટલે કોઇ કોઇનું સાંભળે નહી) એમ ચાલતું હતું. હાલ, અશરફુલ, કિતાબત, બશરાફ, સાહેબ ઇન્સાર નવાબ ગોરેનર (ગવરનર) લોર્ડ માર્કિવસ વેલજલી (વેલેસ્લી) બહાદૂરના પ્રતાપથી તથા ઇશ્વર કૃપાથી આ મુલક પુનઃ આબાદ થયો. તમામ હિંદુસ્થાનઃ સુબા, બંગ, દક્ષણ અને કંધાર મળી વીસ સુબા, એકસો નવ સરકાર, અને ચાર હજાર બે મ્હાલ છે. એંકદર ઉત્પન્ન આઠ અબજ આઠ કરોડ, આઠ લાખ એંસી હજાર પાંચસો ત્યાસી ૮૮,૦૮૦,૮૮૦,૫૮૩ દામ છે. દામની ગણત્રી પૈસાના પચ્ચીસ દામ થાય છે.

---

# ગુજરાતી ભાષા સંબંધે કેટલાક વિચાર.

ઘણુંજ ખુશી થવા જેવું છે કે ગુજરાતી ભાષા કેળવવા માટે ચોમેર પ્રયત્નો થઇ રહ્યા છે; એમ. એ. ની પરીક્ષામાં ગુજરાતી દાખલ થયું તે આવા પ્રયત્નોનુંજ પરિણામ છે; સાહિત્ય પરિષદ્‌ની ફતેહ એજ વાત સિદ્ધ કરે છે માસિકોમાં અને ગુજરાતીમાં લખાતાં પુસ્તકોમાં થતો જતો વધારો પણ શુભ સૂચક ચિન્હો જ ગણાય. પરંતુ તે સંબંધીમાં હજુ પણ કેટલુંક કરવું બાકી રહે છે. હજુ કેટલીક મુશ્કેલીઓ એવી છે કે જે ઓળંગાઇ નથી. કેટલાક માર્ગ એવા છે કે જે લેવાયા નથી અને કેટલાક પ્રયત્નો એવા છે કે જેના તરફ આપણું લક્ષ ગયું નથી. અગર ગયું હોય તો તે સંબંધે આપણે કંઇ કર્યું નથી. કેટલીક નાની નાની બાબતો એવી છે કે જે તરફ લક્ષ ખેંચાય તો ગુજરાતી ભાષા કંઇક પણ વિશેષ કેળવાવા પામે.

ગુજરાતી વાંચનનો શોખ જેટલો જોઇએ તેટલો વધવા પામ્યો નથી. તેનાં કેટલાંક કારણો આપી શકાય. પ્રથમ તો એ કે ગુજરાતી વાંચવા માટે વિદ્યાર્થીઓને ગુજરાતી નિશાળોમાં અવકાશ કે સાધન હોતાં નથી. માત્ર પાંચ ચોપડી સુધી ગુજરાતી ભણી અંગ્રેજીમાં દાખલ થઇ શકાય એ ધોરણ કંઇક અંશે ગુજરાતીનું જ્ઞાન કાચું રાખે છે; કેમકે તે પાંચ ચોપડી ભણતાં સુધીમાં દર વરસે અમુક ચોપડીનાં, અમુક પાઠનાં, અમુક પાનાં વાંચવાનાં ઠરાવેલાં હોય છે; તેમાંથી અનેક કારણોને લઇને વરસને અંતે અમુક પાનાં ઓછાં વંચાય છે; વળી બીજા અનેક વિષયો તેમને શીખવાના હોવાથી તેમાં પણ ઘણો વખત જાય છે; છેવટ હિસાબ કરતાં અમારા ધારવા પ્રમાણે સરાસરી ગણતાં દર વરસે દરેક 'વિદ્યાર્થી ભાગ્યેજ સો પાનાં પોતાની ભાષામાં લખેલાં વાંચતો હશે ! ! અને તે ઉપર ગાળવામાં આવતો વખત પણ અમે નથી ધારતા, કે દર રોજ દસ મીનીટ કરતાં વધારે હોય! ત્યારે શરૂવાતમાં જ બચપણમાં શીખેલ ભાષા કેટલા ધ્યાનથી શીખાએલ હોય તેમાંથી કેટલું યાદ રહે, અને તેમાંથી ગુજરાતી ભાષા વાંચવાનો શોખ કેટલો બધો કેળવાય તે વાંચનારે વિચારવાનું છે, અને તેટલા જ અભ્યાસથી ગુજરાતી લખવાની શક્તિ કેટલી કેળવાય તે પણ વિચારવાનું છે! ત્યાર પછી વિદ્યાર્થી અંગ્રેજીમાં દાખલ થાય છે; નવી ભાષા શીખવાનો ઉમંગ અને તેથી તેના ઉપર ગાળવામાં આવતો વખત ગુજરાતીને તદ્દન વિસરાવીજ દે છે

એમ કહીશું તો અતિશયોક્તિ નહિજ ગણાય; તે વખતે અંગ્રેજી ભાષાની સરખામણીમાં મૂકતાં વિદ્યાર્થીના મનમાં જ કંઈ એવું થઈ જાય છે કે ગુજરાતી તો આપણી પોતાની, આપણને આવડે જ, આપણે તે વાંચવાની કંઈ જરૂર નહિ!!

આ પ્રમાણે પણ માત્ર ત્રીજા ધોરણ સુધી જ ચાલે છે. તે પછી તો બધું અંગ્રેજીમાં જ કરવાનું આવે છે; અંગ્રેજી વાંચનનો જેવો તેવો તરજુમો કરવો એજ માત્ર ગુજરાતી બોલવાનો વખત-બાકી તો બધું અંગ્રેજીમાં. વિષયો પણ તમામ અંગ્રેજીમાં શીખવા! ભાષણો અને ચર્ચા પણ અંગ્રેજીમાં. વર્ગના શિક્ષકો પણ અંગ્રેજી બોલવાનો મહાવરો પડે તેટલા માટે ગુજરાતીમાં વાત કરે તો અમુક શિક્ષા ઠરાવે, અને પોતે તો અંગ્રેજીમાં જ બોલે. તેથી તે વિદ્યાર્થી અવસ્થામાં માત્ર ઘરમાં સાધારણ વાતચીત ગુજરાતીમાં કરવી રહે; તે પણ કેટલાકને અંગ્રેજીમાં બોલતા આપણે સાંભળીશું. અંગ્રેજી પાંચમા ધોરણથી નિબંધ લખવાનું પ્રથમ પગથીયું પત્રવ્યવહાર શરૂ થાય છે. તેથી મિત્રો વચ્ચે અને બીજા પણ ઘણાખરા પત્રો અંગ્રેજીમાં જ લખાવા શરૂ થાય છે; તેમ વર્ગના વિષય તરીકે તો ગુજરાતી ચોથા ધોરણથી જ નીકળી જાય છે. તેથી છેક મેટ્રીક્યુલેશન સુધીમાં ગુજરાતી વાંચન બંધ જ હોય છે. કોઈને જરા શોખ હોય છે તો વળી બે ચાર નવલ કથાઓ કે એવું કંઈ વાંચે છે. ત્યારે ગુજરાતી કોઈ લખતું વાંચતું નથી એમ આપણે ફરીયાદ કરીએ છીએ પણ ગુજરાતીનો અભ્યાસ કેવો અને કેટલો થાય છે તેનો કંઈક ખ્યાલ આ ઉપરથી આવ્યો હશે. કેળવણી ખાતાંઓને લાગતા વળગતાઓ આ સંબંધમાં કંઈક પગલાં લેશે એમ અમે આશા રાખીએ છીએ.

ગુજરાતીની ખીલવટ અને તેના વાંચન અને લખાણમાં બીજું એક મોટું વિઘ્ન ફારસી ભાષા છે; ફારસી સંસ્કૃત કરતાં કંઈક સહેલી હોવાથી, તેમાં વાંચવાનો વખત થોડો જોઈએ તેથી, અને પરીક્ષામાં પણ સંસ્કૃત વિદ્યાર્થી કરતાં ફારસી વિદ્યાર્થીને પાસ થવાનો વધારે સંભવ હોવાથી ફારસી ભાષા બીજી ભાષા તરિકે દરકોઈ લે છે; સંસ્કૃત અને ગુજરાતીને એટલો ધારો સંબંધ છે કે સંસ્કૃત વિદ્યાર્થીને ગુજરાતી જ્ઞાન કંઈક પોતાની મેળેજ થોડું ઘણું પ્રાપ્ત થવા પામે છે, પરંતુ ફારસીનું તેમ નથી. ફારસી ભાષાવાળા વિદ્યાર્થીઓ છેક બી. એ. સુધી પહોંચ્યા પછી પણ ગુજરાતીનું એટલું બધું

અજ્ઞાન જણાવે છે કે જે માત્ર દયાપાત્ર છે. દયાપાત્ર એટલા માટે કે તેમાં એમનો પોતાનો બહુ દોષ કાઢવાપણું નથી. ફારસી ભાષા બીજી ભાષા તરીકે લેવાઈ દેવાની છૂટ છે અને કૉલેજમાં ગુજરાતી દાખલ નહીં થાય ત્યાં સુધી ગુજરાતીની જોઈએ તેવી સંતોષકારક ખીલવટ થવાની નથી. આજના ગુજરાતી લેખકોમાં જોઈશું તોપણ ફારસી ભાષાવાળા અપવાદ રૂપેજ નીકળશે. તેથી ફારસી ભાષા કંઇક અંશે ગુજરાતીની ખીલવટની આડે આવે છે એમ કહીશું તો ચાલશે.

ત્રીજું વિઘ્ન અંગ્રેજી ભાષાનો અભ્યાસ છે. અંગ્રેજીનો પરિચય એટલો બધો રહે છે અને તે એટલા બધા વખત સુધી કે પરિણામે ગુજરાતી લખાણ જોવાનું ગમતું નથી. ગુજરાતી માસિકોનાં પાનાં ફેરવતાં અંગ્રેજી ઉતારા તરફ નજર કરનાર અને બનશે તો આખા માસિકમાંથી માત્ર તેટલો જ ભાગ વાંચી ચોપાનીયું ખૂણે નાંખી દેનાર કેટલા હશે ? આમાં પણ વાંચનારનો દોષ નથી જ. અંગ્રેજી ભાષા સાથેનો લાંબો પરિચય, વ્યવહારમાં આજના જમાનામાં તેમાં પ્રવીણતાની જરૂર, તે ભાષાની અલૌકિક ખુબી, તેમાં લખાએલાં અમૂલ્ય પુસ્તકો, અને તેમાંથી મળી આવતા વિચારોનો ભંડોળ–આ સર્વને મૂકીને કયા અંગ્રેજી ભણેલાને તરજુમા, અનુકરણો, અને નીરસ લખાણો ભાવશે? અંગ્રેજી ભાષાના આપણે હમેશના આભારી છીએ, અને ફારસી જે એક મૃત ભાષા છે તેની માફક તેને ધોરણોમાંથી કાઢી માત્ર ગુજરાતી જ ખીલવવાની ભલામણ કરી શકાય જ નહિ; માત્ર એટલું જ થઈ શકે કે તેના અભ્યાસની સાથે જ ગુજરાતીને પણ તેટલીજ અગત્યતા આપી, ગુજરાતી તદ્દન અંધારામાં રહી વિસારી દેવામાં આવે છે તેમ ન થવા દેતાં ગુજરાતીની ખીલવટ થાય એવાં દરેક ઉત્તેજક પગલાં લેવાવાં જોઇએ.

ગુજરાતી વાંચનના શોખને હરકત કરનાર આજની સંસ્કૃતમયી ગુજરાતી ભાષા લખવાની રીત પણ છે. આ પ્રશ્ન અનેક વાર ચર્ચાઇ ગયો છે, તેથી આપણે માત્ર એટલુંજ કહીશું કે એવાં સંસ્કૃતમય લખાણો આજની કેળવણી નહિ પામેલા વૃદ્ધ માણસોને વાંચવાં ગમતાં નથી એ વાત હરકોઇએ જોઇ–અનુભવી હશે; આજની કેળવણી પામેલામાં જેમણે ફારસી લીધેલું હશે એવા માણસો પણ તેવાં લખાણોને જોઇનેજ દૂરથી નમસ્કાર કરે છે.

માત્ર અમુક દરજ્જાનું સંસ્કૃત જ્ઞાન પામેલો લખનાર વાંચનાર કોઈ એવું લખાણ વાંચે છે. આ ઉપરથી જણાયું હશે કે સંસ્કૃતમય લખાણ જનસમૂહના મોટા ભાગને માટે નિરૂપયોગી થાય છે અને તેથી લખાણની વ્યવહારિક ઉપયોગિતા અને કિમ્મત અરધી ઓછી થઈ જાય છે; તે ઉપરાંત ગુજરાતી ભાષા માટે લોકોને અમુક જાતનો અણગમો થઇ જાય છે એ વિશેષમાં. તેથી સંસ્કૃતમય લખાણ લખનારાઓ ગુજરાતી ભાષાની ખીલવટમાં કંઇક વિઘ્નરૂપ થાય છે એમ કહી અમે તેમની ક્ષમા માગીશું.

અત્યાર સુધી ગુજરાતી વાંચનનો શોખ ગુજરાતી નિશાળના વિદ્યાર્થીઓમાં વધારવાને કંઇપણ ઉપાયો લેવામાં આવ્યા હોય એમ અમને લાગતું નથી. તેને માટે પ્રથમ તો એક એ ઉપાય લેવાની જરૂર છે કે ગુજરાતી તાલુકા સ્કૂલોમાં ગુજરાતી પુસ્તકોનો પૂરતો મોટો ભંડોળ રાખવો જોઇએ કે જેથી વિદ્યાર્થીઓ અને શિક્ષકો તેનો ઉપયોગ કરી શકે. અત્યાર સુધી તેવો ભંડોળ, જો કે ઘણોજ નાનો, સ્કૂલોમાં રખાય છે, પણ વિદ્યાર્થીઓને તે વાંચવા મળતો હોય એમ અમે ક્યાંય પણ જોયું નથી. નિશાળોમાં માત્ર એક "શાળાપત્ર" નું ચોપાનીયું મંગાવાતું હોય છે. તેને બદલે સારાં સારાં બે ચાર પ્રતિષ્ઠિત માસિકો સ્કૂલ રીડીંગ રૂમમાં મંગાવવાં જોઇએ કે જ્યાં શિક્ષકો અને વિદ્યાર્થીઓ તેનો ઉપયોગ કરે. ટ્રેનીંગ કૉલેજોમાં પણ એવી સગવડો અને સાધનો હોવા ઉપરાંત અહર્નિશ વાંચવાનો શોખ વધારવાનો અને શિક્ષક થાય ત્યારે વિદ્યાર્થીઓને પણ તેવોજ શોખ ઉત્પન્ન કરાવવાનો ઉપદેશ અહર્નિશ થવો જોઇએ. કેટલાએકનું કહેવું એમ હોય છે કે ગામમાં પુસ્તકશાળા હોય ત્યાં નિશાળોમાં એવી બાબતો ઉપર ખર્ચ કરવાની જરૂર નથી, પરંતુ કહ્યું છે કે How often the sight of means to do ill dees makes ill-deeds done" તે મુજબ સારા અર્થમાં લાગુ પાડીએ તો પાસે પડેલાં સાધન હમેશ જોવામાં આવે તો તેનો કાંઇક ફાયદો થાય જ થાય; વળી શિક્ષકો તે વાંચે તે પણ વિદ્યાર્થીના જ લાભમાં છે; કેમકે કુવામાં હોય તો હવાડામાં આવે; માટે આ બાબત ઉપર પણ કેળવણી ખાતાંએ લક્ષ આપવાની જરૂર છે.

થોડા વખત ઉપર એક ફરીયાદ એવી હતી કે ગુજરાતીમાં પુસ્તકો નથી. પરંતુ તે ફરીયાદ પણ હવે ધીમે ધીમે દૂર થતી ગઇ છે અને થતી જાય છે.

આ વાત સિદ્ધ કરવાને ગુજરાતી પુસ્તકોનું એક સંપૂર્ણ Exhaustive લીસ્ટ થવાની જરૂર છે; જેમાં વિષય વાર પુસ્તકોની કિંમત, ગ્રંથકર્તાનું નામ, મળવાનાં ઠેકાણાં વગેરે ઉપયોગી બાબતોનું વિગતવાર ટીપ્પણ થવું જોઇએ. આવું સંપૂર્ણ લીસ્ટ કોઈ કરશે તો તેણે એક મોટી ખામી પૂરી પાડી સેવા બજાવી એમ કહેવાશે; કેમકે ઘણીવાર કયા વિષય ઉપર કઈ કઈ ચોપડીઓ લખાએલી છે એની પણ આપણને ભાગ્યેજ ખબર હોય છે. તેથી એવું લીસ્ટ એક ઉપયોગી અને કિંમતી ખજાનો થઇ પડશે. એવા લીસ્ટ ચોમેર મફત ફેલાવાથી ચોપડીઓ બહાર આવશે, અને વધારે ચોપડીઓ વંચાવા પામશે. ગુજરાતી ભાષાની ખીલવટ થશે અને કંઈક અંશે વ્યાપારમાં પણ વૃદ્ધિ થશે.

ગોંડળ,
તા. ૭ મી જૂન ૧૯૦૫. } સાકરલાલ મોતીલાલ વછરાજાની.

—*—

## સર્વ ચૈતન્ય.

જડમાંથી ચૈતન્ય કે ચૈતન્યમાંથી ચૈતન્ય? આ પ્રશ્ન તત્વજ્ઞાન તેમજ વિજ્ઞાન પ્રદેશનો છે. તે પ્રશ્નને અહિં અતિ વિસ્તારથી ચર્ચવાનો ઉદ્દેશ નથી; માત્ર અમુક અંશમાં પૂર્વ અને પશ્ચિમની સામ્યતા બતાવવાનો અને વિજ્ઞાન શાસ્ત્રની તત્વજ્ઞાનને સહાય કેટલી તથા કઈ તરેહની છે તે દર્શાવવાનો હેતુ છે.

એક અંગ્રેજ લેખક કહે છે કેઃ—એરીસ્ટોટલની માન્યતા પ્રમાણે (આગળના લોકો જે તેના અનુયાયીઓ હતા તેની પણ માન્યતા પ્રમાણે) તો ચૈતન્ય જડમાંથી એકાએક વ્યાકૃતિમાં આવે છે. અર્થાત્ વચલા–અવાંતર યુગમાં ( Middle ages ) લોકો જડમાંથી ચૈતન્ય અથવા નિર્જીવમાંથી સજીવની ઉત્પત્તિ એ રીતે એકાએક થાય છે અને એ પ્રકૃતિજન્ય છે એમ વંશ પરંપરાથી માનતા આવતા. તે પછી સોળમા સૈકામાં થયેલ અને સત્તરમાના અર્ધ ભાગ સુધી અસ્તિત્વમાં રહેલ વાન હેલમોંટ જીવતો ઉંદર ઉત્પન્ન કરવાનો વિધિ આપી તેના પ્રયોગ માટે પણ સૂચના કરી ચૂકેલ છે

તો પછી એજ રીતે હરકોઈ જીવવાળું પ્રાણી નિર્જીવ પદાર્થોમાંથી ઉત્પન્ન થઈ શકે, એ માનવું સહજ લાગે. છાણમાંથી જીવ ઉત્પન્ન થાય છે તે શંકરાચાર્યની એકલાની માન્યતા ન ગણાય, પણ પ્રત્યેકમા ગોચર છે; અને તેજ રીતે અગ્રેજી વિજ્ઞાનશાસ્ત્રમાં દેડકાંની ઉત્પત્તિ વિષે કહેવામાં આવ્યું છે કે ફાગણ માસમાં દેડકી ઈંડાં મૂકે છે કે જે કાદવમાં રહે; પછી ભલે તે કાદવ સુકાઈ જાય; છતાં જ્યારે વર્ષાદનું પાણી પડે કે તરત જ તેમાંથી દેડકાં સજીવ ઉત્પન્ન થાય છે. આ રીતે ગોમયમાં એવાં પ્રાણીઓને ઇંડાં મૂકવાનું કાં ન બને કે જેને પરિણામે અમુક સંયોગે અમુક જીવોની તેમાંથી ઉત્પત્તિ થાય ? એમ સંભવે કે આ પ્રમાણે પ્રત્યેક સ્થળનું ગોમય પ્રાણીની ઉત્પત્તિ કરવા સમર્થ છે; પરંતુ એ વીંછીજ, કે કાનખજૂરાજ કે માત્ર કીડા અને એળોજ; એ પ્રકારનો તેનો કોઈ નિયમ નથી. પ્રત્યેક મળમાંથી જીવની ઉત્પત્તિ તો છેજ. મનુષ્યના દરેક છિદ્રના મળમાંથી આમ જીવની ઉત્પત્તિનો સંભવ છે. છેવટ થોડો અને આછો મળ એમ ગણાતો પરસેવો–પ્રસ્વેદ– તેમાંથી પણ સૂક્ષ્મદર્શક યંત્રના નિરીક્ષણથી લાગશે કે જીવોની ઉત્પત્તિ છે. એવા કારણને લીધેજ એવાં પ્રાણીઓને "સ્વેદજ" કહેવામાં આવ્યાં છે. અધિક ઉંડા જઈને એમ તો અત્યારે ન કહેવાય કે જેવાં પ્રકૃતિજ નખ, કેશ વિગેરે મનુષ્ય દેહ સાથે સહભાવ ધરાવે છે, તેવીજ રીતે ગોમય ઈત્યાદિ મળ આવા પ્રાણી–સજીવ પદાર્થો–સાથે સહકારી ભાવ ધારણ કરે છે. અગર જો કે એ કહેવું પણ અમુક અંશે તો વિજ્ઞાનવાદની પ્રક્રિયાઓને ધોરણે છેક બાધિત નથી.

એ વાત તો ઠીક; પરંતુ શંકરાચાર્ય વિગેરે પણ આવાં દૃષ્ટાંતોમાં જીવની ઉત્પત્તિ નિર્જીવમાંથી થતી એમ માનતા હોય એ વાત તો અશક્ય છે. એઓ પણ એમ માનતા કે જીવતત્ત્વ આવા મળમાં સહજ ભાવે રહે છે, માટે જીવની ઉત્પત્તિ તેમાંથી છે.

પશ્ચિમ તરફ જોતાં લાગશે કે કેટલાક શોધકોએ યૂરોપમાં એવું સિદ્ધ કરેલ છે કે માખી આસન મૂકે છે તેવા પદાર્થોમાં જીવ સંચાર થાય છે. દાખલા તરીકે જો કોઈ જતા વનસ્પતિને જીવ અડકે નહિ તો જીવનો સંચાર તેમાં થાય નહિ. માંસ કોઈ જતું હોય ત્યારે જો માખીને ન આવવા કે સ્પર્શ કરવા દીધી હોય તો આસન મૂકે નહિં; તેને પરિણામે

જીવનો સંચાર થાય પણ નહિ. બીજી પાસા એવા પ્રયોગો થઇ રહ્યા છે કે જે અમુક પદાર્થ—પ્રવાહી વધારે અનુકૂળ પડે–માંથી જીવ માત્રને અગ્નિ સંસ્કાર અર્થાત્ ઉકાળવાથી મારી નાંખવામાં આવે અને હવાનો અનેક યોગ્ય યુક્તિવડે સંચાર બંધ કરાય, તોપણ અમુક કાળે તેને તે પદાર્થમાં જીવનો સંચાર માલમ પડશે.

આ બધું પણ પ્રાચીન થઇ ગયેલ જ્ઞાન ગણાય. આધુનિક શોધો તો એમ બતાવે છે કે સજીવમાંથીજ સજીવની ઉત્પત્તિ એટલે ચૈતન્યમાંથી ચૈતન્ય. એ ઉપરાંત વળી કેટલાક યુરોપ અને સુધરેલી પ્રજાના વતન ગણાતા પશ્ચિમ દેશોમાં જેઇએ તો એમ મનાય છે કે મૂળ સ્થિતિ સજીવ કે ચૈતન્યની; અને તેને અમુક ફેરફાર, રૂપાંતર, પરિણામો, ચય, અપચય, વિગેરે સંસ્કારોને આધીન થવું પડે તેથી તે સજીવ કે ચૈતન્ય નિર્જીવ કે જડ બને; પણ સહજભાવ તેતો સજીવ કે ચૈતન્યજ. બ્રહ્માંડમાં ગતિ સતત છે અને સંચાર એ ચૈતન્યનો ગુણ માટે ગુણી તે ચૈતન્ય પ્રથમ અને જડ તે પશ્ચાત્કાલીન, એ પ્રમાણે સમજવું. હવે આ ગમે તે હોય પરંતુ વ્યષ્ટિ પરત્વે જોઇશું તોપણ ઉપર કહેલ મળ વિગેરેમાંથી જીવોની ઉત્પત્તિની વાતનું પ્રકરણ બતાવે છે કે મનુષ્ય કે પ્રાણીમાત્રના લોહીમાં અનેક જીવો–પરાર્ધ અને તેથી પણ અધિક સંખ્યાબંધ—હર ક્ષણે જ્યાં સુધી મનુષ્ય જીવતો છે ત્યાં સુધી રહે છે. જેવું મનુષ્યનું સ્થાન બ્રહ્માંડ પરત્વે, તેવુંજ સ્થાન આ પ્રત્યેક જીવનું મનુષ્યના દેહ રૂપી–પિંડ–( છતાં તેને તો તે બ્રહ્માંડ તરીકે જ છે)–બ્રહ્માંડ પ્રત્યે સમજવું. તેઓની ઐક્યતા અદ્વિતીયતા મનુષ્યના જીવ સાથે કરવી એવોજ આગ્રહ રહે તે માત્ર પ્રેરણાથી–એ વિગેરે વિષયોનો અંહિ અવકાશ નથી માટે દૂર રાખવામાં લાભ છે.

હવે વધારે દૃઢ સ્થિતિ–ઉપરની વાત ચાલુ રાખતાં લખવું પડે છે કે —તે જડની. રૂપાંતર ચૈતન્ય–પ્રાથમિક સ્થિતિનું થઇ છે. વટ જડ રૂપે ઠરે છે, સ્થિર થઇ બેસે છે. આ પ્રક્રિયા પણ પશ્ચિમ તરફની જ છે. કારણ કે ચૈતન્ય સહજ ભાવ છે, અને જડ પરિણામી કે વિકારી ભાવ છે. આના પ્રતિ પક્ષમાં વળી કેટલાક એવી યુક્તિ રચે કેઃ જ્યારે પૃથ્વી ( સૂર્ય હાલ છે તેવી રીતે ) બળતી અગ્નિની સ્થિતિમાં હશે ત્યારે તો એ સચેત જીવોની સ્થિતિ ન સંભવે; પણ માત્ર નિરજીવ સ્વરૂપે રહી શકે એમ લેખાય. આની સાસું આ સ્થળે વિવાદ કરવાનો હેતુ આ પ્રકરણનો નથી કે જેને લીધે પાર્થિવ,

આપ્ય, તૈજસ વિગેરે અનેક જાતિના જીવો પોત પોતાના અનુકૂળ પ્રદેશમાં રહી શકે, એ ઇત્યાદિ વાદવિવાદના ધરમાં ઉતરવાનું યોગ્ય મનાય. અહિં તો માત્ર પૂર્વ પશ્ચિમની પ્રક્રિયાઓ અમુક અંશમાં જ સામ્ય ભજે છે, એટલું બતાવવાનું છે.

મળમાંથી જ્યાં ચેતનની ઉત્પત્તિ થાય છે ત્યાં પણ ચેતનપદાર્થોમાંથી નિષ્કાસિત થયેલ મળમાંથી જ, એ સમજી રાખવું. હિંદુ શાસ્ત્રમાં પણ એવી જ જાતિનું વારંવાર વર્ણન આવે છે: કર્ણમેલમાંથી ઉદ્ભવેલ રાક્ષસ સ્વરૂપ તે "મધુ-કૈટભ"—તે વિષ્ણુના મળમાંથી ઉત્પન્ન થયેલ ગણાય છે, અને પિંડ રૂપે—વ્યષ્ટિભાવે—થયેલ વિષ્ણુસ્વરૂપને તે દુઃખ દે એ પણ સ્વાભાવિક છે; તેમ વળી ઉચ્ચ શક્તિ તેનો ધ્વંસ કરે એ સમજવું પણ કઠણ નથી. એ સર્વે ચૈતન્ય સ્વરૂપમાંથી ઉત્પત્તિ ધારણ કરે છે. માંકડ, જૂ, ચાંચડ, મચ્છર, વીંછી વિગેરે જે જે ચેતનસ્વરૂપના મળમાંથી પેદા થાય છે, તેને ચેતનસ્વરૂપનો ભાગ શેવે ત્યારે જ તે પેદા થઇ શકે છે.

પશ્ચિમ તરફ એવી માન્યતા છે કે: મીટીઓરાઇટ્સે—આ પૃથ્વી જડ-મય કેવળ પ્રથમ સ્થિતિમાં હતી તે પછી થોડે સમયે—પૃથ્વી ઉપર ચેતન-બીજો નાંખ્યાં, અને તે ચેતન-બીજો બીજાં સત્ત્વ જગતોમાંથી લાવી મીટીઓરાઇટ્સે નાંખેલ હોવાં જોઇએ; એવી ગણત્રી કરે છે; તેમાં પણ અનવસ્થા દોષ આવે છે. કદાપિ ન આવે તો પ્રશ્ન એક ઉભો જ રહે છે કે તે બીજાં જગતોમાં જીવ આવ્યાં તે ક્યાંથી? આવા આવા વિચારના વિહ્વળ સ્વરૂપમાં ખરૂં સાધન માન્યતા માટે યુક્તિપુરઃસર તો એ થઇ શકે કે અખિલ બ્રહ્માંડ ચેતનમય માનવું, અને લય, પ્રલય, મૃત્યુ, અલ્પ મૃત્યુ કે મહા મૃત્યુ વિગેરે જે સ્થિરતા અથવા જડની સ્થિતિ છે, તે તો માત્ર આકસ્મિકી છે; અને કદાપિ તદ્દન આકસ્મિકી નહિ તો પણ એ જડ-સ્થિતિ ક્ષણભંગુર છે, અને વસ્તુ માત્રની ચેતન સ્થિતિ સતત, સનાતન અને અનિવાર્ય છે.

વિષય ગહન છે; સાથે અતિ વિસ્તારવાળો છે; અને દરેક બાજુ તપાસી દરેક વાતને જાણવા જતાં ઘણો માર્ગ રોકાય તો ઉપર ઉપરથી વાતનું રહસ્ય આવે માટે માત્ર દિગ્દર્શનથી જ સંતોષ માનવો ઉચિત છે.

ધ્રાંગ્ધ્રાજ હાઇસ્કુલ,
વઢવાણ શહેર.
તા. ૨૬—૯—૧૯૦૬.

લી. શંભુપ્રસાદ વિ. શિવપ્રસાદ
મહેતા.

## મસ્ત ઇશ્ક.

"અયે કાતીલ !"=અરે ઘાતક. સ્નેહમાં આસક્ત, ને આતૂર બનેલા, અને પરિણામે બેકદરતા અને બેવફાઈ પામેલા હૃદયને કવિ 'કાતીલ' નામ આપે છે. કેમકે જીવનના આનંદ ને મીઠાશને હૃદયે નાદાનપણાથી ઘાત કર્યો છે.

અરે ઘાતક ! અને ખુની હૃદય ! તું સીને=વક્ષ સ્થલમાં સૂતું રહેજે, ઉશ્વાસ કે ઉદ્વેગના ઉર્મિથી સૂર્યા વગર પડ્યું રહેજે.

કવિ પોતાના દિલ પર દયા ખાઇને કહે છે-ત્હારો ગુન્હોનથી; મ્હારો જ વાંક કે—મેં તને તે માયાનો માર્ગ બતાવ્યો.

"બિસમિલ્લાહ ખતમ થઈ જા"—"બિસમિલ્લાહ" એ આરંભ વાચક શબ્દ છે. અને 'ખતમ' એટલે પૂરું અર્થાત્ આરંભથી જ એ પ્રસંગ હવે પૂરો કર, અને તે વિશે વધારે મનન કર નહિ. પણ હે દિલ ! નાદાન—પ્રેમભોળા હૃદય ! ગમ ખા આટલેથી અટકીને જે દુર્દશા પ્રાપ્ત છે તે વેઠી લે, અને ઉપેક્ષા વૃત્તિથી વૈરાગ્ય ગ્રહણ કર.

"કિતાબો ઇશ્કની ખોળી." વગેરે—'ઇશ્કની કિતાબો=પ્રેમનાં પોથાં,' ઉથામ્યાં—સાર નીકળે છે કે નહિ ? તેને માટે યત્ન કર્યો; પણ પ્રીતિનાડંખ તો અસહ્ય માલુમ પડયા, અને સ્નેહ રસ્તા વિકટ જણાયા.

એ નિર્જનમાં સ્નેહ સર્પનો દંશ પામેલો આ આશક બેભાન પડયો છે. શોધતાં પણ પ્રિયજનનો પ્રસાગમ નહિ થવાથી હિજરાઈ=વિરહ વ્યાકુલ થઈ પ્રાણાન્ત થશે, તો પણ "આ ફરહાદની કબરે નથી શિરીન સુવાની !" એ ખાત્રી છે.

ફારસી સાહિત્યમાં એ નવલ કથા છેઃ—શિરીન ગૃહસ્થ ખુશ્રુની સ્ત્રી હતી. ફરહાદ એક દીન મજૂર હતો. ખુશ્રુ અને શિરીનના મ્હેલો વચ્ચે ભોંયરાનો માર્ગ ખોદવામાં મજૂર ફરહાદ કામ કરતો હતો. એક વખત તેને સુંદરી શિરીનનું દર્શન થયું, કે તુર્ત તે શિરીન ઉપર આશક થયો. સ્થિતિભેદનું તેને કંઈ ભાન રહ્યું નહિ; તેમજ શિરીનની વૃત્તિ પોતા તરફ હોય, ન હોય તેની તેને પરવા પણ રહી નહી. ફરહાદ શિરીનને ખાતર ઝુરવા લાગ્યો. ચતુર

શિરીન તે સમજી ગઈ. પતિપ્રાણા સતીએ તેનું દુઃખ ટાળવાનો વિચિત્ર ઉપાય શોધ્યો. એક ડુંગર જે ગામની સમીપ હતો, અને બહાર આવવા જવાના માર્ગમાં આડો આવતો, તેમાંથી રસ્તો કાપી કાઢવા સારૂ શિરીને ફરહાદને આજ્ઞા કરી. આવી યોજના એવા હેતુથી થઈ કે–ફરહાદ એવા મુશ્કેલ કામમાં ઘણા કાલ સુધી રોકાતાં, તેને ભૂલી જાય, અગર તેની મલિન વૃત્તિ બદલાય, કે કદાચ્ તે મહેનતમાં ને મહેનતમાં જીંદગીને છેડે પહોંચે.

ફરહાદ આસક્તિને લીધે પોતે માનેલી માશૂકની આજ્ઞા પાળવાને ઉત્સુક બની ખંત ને ઉલ્લાસથી નવું સોંપાયેલું કામ ટુંકી મુદતમાં પૂરૂં કરી આવ્યો. પરંતુ તે શીલ વૃત્તને પરમ ધર્મ માનનારી શિરીન તરફથી તેનું ઇપ્સિત સપ્રાપ્ત થયું નહિ. એટલે ફરહાદ નિરાશ થઈ જંગલમાં ગયો ને ત્યાં ઝુરીઝુરી મરણ પામ્યો. શિરીનને તે ખબર પડી એટલે પોતાને ખાતર મરનાર એક ખરા જીગરના આશકની કબર પાસે જઈને તે દયાને ખાતર અશ્રુની અંજલીઓ આપતી પડી, પણ કવિ કહે છે કે–આ આશક મરી જશે તો પણ કોઈ શિરીન તેની કબરે સુવાની નથી.

માટે કમ નસીબ, ભોળા દિલ! બસ કર. માયિક પ્રેમના ઉધામા છોડ દેકર અફસોસી કર નહિ; કેમકે આ દુનિયામાં તને દાદ મળવાની નથી.

" આ દરબાર દરવજે " વગેરે=આ દુનિયાદારીના મુખ આગળ અર્થાત્ જીવનના પ્રારંભમાં પ્રેમના ડંકા ગડગડે છેઃ–ઘણાએ પ્રેમની સ્વારીએ ચડે છે. પરંતુ નિશાન તો બેવફાઈનાં ફરકે છે. અર્થાત્ આખરે જય પતાકા તો બેવફાઈની જ ફરકવાની છે.

માટે નિરાશાથી દુઃખ રડતો 'ખામોશ કર'—છાનો રહે. કેમકે આનો સ્વપ્નના ખેલ; જાદુનો ગુલ્ઝાર=બગીચોઃ ફરેબી=ઠગારો ને દગલ્બાજ.

"મળે જો ના તને હીરો" વગેરે—અહીં સત્ય પ્રેમ જો ન મળે તો તેના બદલામાં 'કોયલો'=માયિક સ્નેહમાં ગુંથાઈ મસ્ત બની રહે, અને માની લે કે—અખંડાનંદ પ્રાપ્ત થયોઃ તો જ દુનિયાદારી ચાલશે.

પરંતુ જો સત્ય પ્રેમ—સચ્ચિદાનંદ મૂર્તિ પરમાત્માનું સાન્નિધ્ય જોઈતું હોય તો " માયિક પ્રેમ તરછોડી અનલ હકનો તું કર દાવો."

"અનલ હક":—એ વિશે કથા એવી છે કે—એક 'એઈનિ' નામની સાધ્વી સ્ત્રી હતી; તે ભજન કીર્તન અને સંત સમાગમમાં જ પોતાનો ઘણો કાલ નિર્ગમન કરતી, તેનું આવું સાત્વીક વર્તન નહિ જીરવી શકનારા કેટલાક ઇર્ષાળુ ને દ્વેષ બુદ્ધિ વાળાઓએ તે 'એઇનિ' ના ભાઈ 'મનસુર' ને સમજાવ્યું કે 'એઇનિ' સાધુડાં, લંગોટાં સાથે રખડતી ફરે છે તે ઠીક નહિ. આવા લોકાપવાદોથી 'મનસુર' ના કાન ભંભેરાયા; અને તેણે 'એઇનિ'ને તેવે સ્થળે તેવાની સંગમાં જવા ના કહી. પરંતુ 'એઇનિ' તે કબુલ રાખી શકી નહિ. ને પોતાની રીત ભાત જારી રાખી. એક વખત 'મનસુર' પોતાની બ્હેનના વર્તન વિશે ખરા ખોટાનું પારખું જોવા છૂપી રીતે તેની પાછળ ગયો. અને ત્યાં ખરેખરા ઇશ્વિર ભક્ત, યોગી મહાત્માઓના સમાગમમાં જ્ઞાન ગોષ્ટીમાં ભાગ લેતી પોતાની બ્હેનને જોઇ કે તૂર્ત તેના મનની દોષ બુદ્ધિ બદલાઈ ગઈ. ત્યાંથી પાછો ફરી "એઇનિલ હક" "એઇનલ હક" એમ બોલતો બોલતો ગામમાં આવ્યો. પોતાની દોષ બુદ્ધિથી ભ્રમિત ચિત્ત માટે ખેદ, અને બ્હેનના ઉત્તમ વર્તન અને પવિત્રતા માટે આનંદના અવળ સવળ મોજાંમાં એવો તો ગુંચવાઈ ગયો કે લગભગ ગાંડા જેવો થઈ ગયો. જે કોઈ પૂછે તેને "એઇનિલ હક" નો જ ઉત્તર વાળતો. અર્થાત્ 'એઇન' સત્ય 'એઇનિ'—પવિત્ર છે. ધીરે ધીરે એ શુદ્ધ સત્ય ભાવનાની ઉર્મિઓ "અનલ હક" શબ્દોમાં બદલાઈ. અર્થાત્ પરબ્રહ્મ એ જ સત્ય. આ સંસાર માયિક છે, તેમાં પ્રેમ—આસક્તિ પણ માયાને લીધે છે. તે છોડીને સત્ય સ્વરૂપ પરબ્રહ્મનું ધ્યાન કર. તેમાં ચુસ્ત—તલ્લીન રહે, અને માયાની મસ્તી છોડી દે.

રસિક.

---

# અમેરિકાની સાર્વજનિક શાળાઓ.

હિંદુસ્તાનમાં હમણાં જ્યારે કેળવણીના સુધારાની વાતો ઠેર ઠેર થયાં કરે છે અને સ્વદેશી ચળવળ સાથે સ્વદેશી શિક્ષા સભાઓ અને યુનીવર્સીટીઓ સ્થપાવા માંડી છે ત્યારે શિક્ષણ કામમાં આગળ વધેલા અમેરીકાની શિક્ષા પદ્ધતિ વિષે બે બોલ કહેવા અપ્રાસંગિક નહિ ગણાય.

અમેરિકાની સાર્વજનિક શાળાઓ તરફ નજર કરીશું તો તે એક સાધારણ શિક્ષણ સમાજ જેવી ભાસશે; છતાં એવા મહત્વ અને ગૌરવનું ટુંકું વર્ણન પણ એક મહા સામ્રાજ્યના ઇતિહાસ જેવું જણાશે, ત્યાંની બધી શાળાઓને એક જૂદા દેશ જેવી લેખીયે તો ત્હેનું ક્ષેત્રફળ આખા ફ્રાન્સ દેશ જેવડું અને વસ્તી જોઇશું તો સ્પેનના જેટલી થઇ રહેશે.

ત્યાંની શિક્ષા સમાજની ૬૦ હજાર શાળાઓમાં ૪ લાખ અને ૬૦ હજાર વિદ્યાર્થીઓ અભ્યાસ કરે છે. અને તે ખાતે વરસમાં ૨૬ કરોડ ડૉલર એટલે ૮૦ કરોડ રૂપિયા ખરચ થાય છે. વિદ્યાલયોની કિંમત આજ ૭૦ કરોડ ડૉલર એટલે ૨૦૮ કરોડ રૂપિયા જેટલી અડસટાય છે આ બંને સાથે જો જમીનની કિંમત ઉમેરવામાં આવે તો કુલ આંકડો ૧૦૦ કરોડ ડોલર અર્થાત્ ૩૩૦ કરોડ રૂપિયા થાય. પુરાતન કે આધુનિક કોઈ પણ કાળમાં અને દેશમાં આટલું મોટું ખરચ કેળવણીને ખાતે કરવામાં આવેલું નથી જણાયું. અમેરિકનો ત્હેમના નૌકા સૈન્ય માટે જે ખરચ કરે છે તેનાથી પણ ઘણું વધારે તેઓ શિક્ષણ વિભાગમાં કરે છે. તેટલું આખા યુરોપના બધા દેશો એક મળીને કરે છે.

આજ કાલ ઉચ્ચ કેળવણી માટે બારે દોલતનો ખરચ કરવામાંઆવે છે પણ અમેરિકામાં પ્રાથમિક શિક્ષા ઉપર ખાસ લક્ષ આપવામાં આવે છે. અમેરિકામાં બાળક બાળકીઓ સોળ વરસ સુધી વગર પૈસે શાળાઓમાં ભણી શકે છે છતાં ઘણું ખરૂં પંદર વરસમાં તેઓ પોતાનો અભ્યાસ પૂરો ગણે છે અને પોતપોતાને નોકરી ધંધે તેજ ઉમરે લાગે છે. સત્તર વરસ સુધી ભણનારાંનો વર્ગ એકંદર વિદ્યાર્થીઓનો ચોથો હિસ્સો થઈ રહે છે. અમેરિકનોને ચરિત્ર અને ઉત્કર્ષ વિકાસ કરવામાં ત્હેમને પ્રાથમિક કેળવણીનું આધિક્ય જ સહાયભૂત છે. આપણે ત્યાંની પ્રાથમિક પદ્ધતિથી અમેરિકનોની

પદ્ધતિ તદ્દન જૂદાજ પ્રકારની છે. આપણે ત્યાં જે દરેક પ્રાથમિક શાળામાં એકજ જાતનું એકધારૂં શિક્ષણ આપવામાં આવે છે, તેમ ત્યાંનથી થતું; ત્યાં અનેક જાતની વ્યાવહારિક કેળવણી અપાય છે.

ટેક્સસ, ઉટા, વોશિંગટન, મિચિગાન તથા મિનેસોટા એ પાંચ સ્ટેટમાંથી દરેકે પ્રાથમિક ખાતાને એટલી મોટી થાપણ આપી રાખી છે કે હેની વાર્ષિક આવક દસથી ત્રીસ ડોલર અર્થાત્ લગભગ ૩૧ થી ૯૩ લાખ રૂપિયા જેટલી થાય છે.

લેક સુપીરીયર આગળ જે સંખ્યાબંધ લોહની ખાણો છે તે પણ કેળવણી ખાતાને અમક ટકા પ્રમાણે કર આપે છે. કોઈક કોઈક ખાણ તો દર ટને અર્થાત્ લગભગ ર૭ મણ લોહ પર ૨૫ સેન્ટ આર્થાત્ સાડા બાર આના આપે છે. તે બધી લોઢાની ખાણોમાંથી દર મિનીટે ૫૦ ટન અર્થાત્ લગભગ ૧૩૫૦ મણ લોહ બ્હાર નીકળે છે—આ ઉપરથી જોઈ શકાય છે કે દરેક ખાણવાળા પણ દર રોજ કેટકેટલું ધન પ્રાથમિક શાળા ખાતાને આપે છે. આપણે ત્યાંનાં ઉદ્યોગ વેપારનાં ખાતાંઓ આ સૂચના ધ્યાનપર લે તો પ્રાથમિક કેળવણીનું કામ કેટલું સરળ થઈ પડે એ સ્હેજ સમજી શકાય તેમ છે.

અમેરિકાની આ બધી સાર્વજનિક પ્રાથમિક શાળાઓમાં જૂદા જૂદા વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. બાર વરસના અમેરિકન બાળકને શારીર અને વ્યાવહારિક વિજ્ઞાન આજ જેટલું શીખવવામાં આવે છે તેટલું સો વરસ પરના ઓક્સફર્ડ કે કેમ્બ્રીજના ગ્રેડયુએટને પણ શીખવવામાં ન્હોતું આવતું. અમેરિકાનું હાલનું રાજતંત્ર રચનાર મહાપુરૂષોને જેટલું રાજવ્યવહારની નીતિનું જ્ઞાન હતું તેટલુંજ જ્ઞાન આજ બાર વરસના અમેરિકાના બાળકને હોય છે. અમેરિકાની પબ્લીક સ્કૂલોમાં સંગીત વિદ્યા, માનવજાતિનો ઇતિહાસ, કાપવાનું કામ, મત્સ્ય વિદ્યા, મોચીનું કામ, દરજીનું કામ, વણકરનું કામ, બગીચાના માળીનું કામ, લૂહારનું કામ વગેરે બાળકોને શિખવવામાં આવે છે અને બાળાઓને કપડાં ધોવાનું, રંગવાનું, ઝાડકવાનું, રાંધવાનું બાળકોને રમાડવાં અને ઉછેરવા વગેરેનું શિખવવામાં આવે છે. નૌવિદ્યા શીખવવા માટે ન્યુયોર્કમાં ખાસ વ્હાણ રાખવામાં આવે છે જ્યાં ત્હેના વિદ્યાર્થીઓને બે વર્ષ સૂધી શિક્ષણ આપવામાં આવે છે. ન્યૂયોર્કના સેવાર્ડ

પાર્ક જેવી અથાગ ધન ખરચીને બંધાવેલી કસરતશાળા દુનીયામાં બીજે કહી પણ જોવામાં નહિ આવે. અહીયાં પચીસ લાખ ડૉલર એટલે ૭૮ લાખ રૂપિયા ખરચીને લગભગ ૯ વીઘા જેટલી જમીન બાળકોને રમવા માટે ખાસ રોકવામાં આવી છે. આ વિસ્તીર્ણ ક્રીડાભૂમિ હમેશાં સાંજરે સાત હજારથી વધારે બાળકોથી ઉભરાતી હોય છે જ્યાં આગળ એક-તાર-વાદ્યના નાદની પણ ધૂન મચી રહે છે.

અમેરિકન સાર્વજનિક શાળાઓ કરતાં ત્હેના યુક્ત પ્રદેશ (યુનાઇટેડ સ્ટેટ્સ)ની શાળાઓમાં એક વિશેષતા છે જે બીજા કોઈ પણ દેશમાં નથી. આખી પૃથ્વીમાં કોઈ પણ જગોએ અમેરિકામાં છે તેટલી જૂદી જૂદી જાતના માણસોને સાથે રમતાં હળતાં જોવામાં નહિ આવે,

યુરોપમાં બીજા કોઈ પણ દેશમાં આઇરીશ, જરમન, ઇંગ્રેજ, સ્વીડીશ, રૂસ, પોલ, ગ્રીક, ઇટાલીયન, હંગેરીયન, ઇજીપ્શિયન, સ્કૉચ, ફ્રેન્ચ, આર્મિનીયન, કેનેડિયન, ડેન, વલંદા વગેરે જાતોના બાળક બાળાકાઓને એક સાથે જ રમતાં, શીખતાં અને કામકાજ કરતાં એક જ ભાષામાં વાતચિત કરતાં અને એકજ વાવટાને શરણ રહેતાં શીખવવામાં આવતું નથી. કોઇ પણ વિદ્યાલયના એક ખંડમાંથી બીજા ખંડમાં જઇશું તો ત્યાંનાં બાળકોને સુખેથી એક જ મંત્ર હમેશાં જપાતો જોઇશું,—" હમે પ્રતિજ્ઞા કરીયે છીએ કે હમારા ઝુંડાને અને જે પ્રજાના તન્ત્રીની નિશાન તરીકે તે ઝુંડો ખડો કરવામાં આવ્યો છે તે શક્તિને હમે તાબે રહીશું. હમે બધા એકજ જાતિ છીએ, હમે છુટા પડી શકીયે તેમ નથી, હમે સર્વ સ્વતંત્ર છીએ, અને હમને સર્વેને સરખો હક્ક છે." આવા મહામંત્રની દીક્ષા લઇ જૂદી જૂદી જાતનાં બાળકો એકઠાં થઇ એક મહા જાતિના સ્વરૂપમાં ઉજ્વલ થતા જાય છે; તેઓ બધા અમેરિકાના જ વતની થઈ પડે છે અને અમેરિકાને જ પોતાનો સ્વદેશ લેખીને છાતી ફુલાવે છે; જ્યારે આપણા દેશમાં હજારો વર્ષથી આશરે આવી વસેલા પારસી ભાઇઓ જૂનો ઇરાન સાથેનો સંબંધ શોધી કહાડી હિંદવાસીઓથી પોતાને જૂદા ગણવવામાં માન સમજે છે અને પ્રજાના નાદથી વિરૂદ્ધ વેશ કહાડવામાં બડાઈ લેખે છે—મુસલમાન જેવી જાતિમાં પણ જે ગંભીરતા આવતી જાય છે તે ચાલાક પરંતુ ઉછાંછળી પારસી જાતિમાં સમાવેશ પામી શકતી નથી. હિંદના પુત્રોએ આ માટે નીચું જોવા સિવાય બાકી કાંઇ રહેતું નથી. આ ન્હાના ન્હાના ભેદ ભાવો ટળશે ત્યાર સૌ એક જાતી યાને પ્રજાનું પોત પામશે

ખાસ અમેરિકા તળમાં આ પ્રમાણે એક જાતિ પ્રવર્તે છે એમ નથી. યુનાઇટેડ સ્ટેટસનાં નવા વસાવેલા તથા તાબે થયેલા દેશોમાં પણ એ જ ભાવ ભભૂકી જાય છે. પોર્ટોરિકોનાં અને ફિલિપાઇન્સનાં બાળકો અને કન્યાઓ પણ એજ જયઘોષણા પૂકારે છે. અને અમેરિકાના બાલકોની માફક હેમનો જાતિમંત્ર ઘણા ઉત્સાહથી જમે છે અને જીવનમાં ઉતારે છે. આલાસ્કામાં પણ બે હજારથી વધારે ન્હાનાં ન્હાનાં એસ્કિમો બાલકો આગ્રહ સાથે શાળામાં જાય છે. સાત ફુટ જામેલા બરફ ઉપર થઈને તેઓ નિશાળે હમેશાં જાય છે. નિશાળે જવામાં એ લોકો એટલા ઉત્સાહી રહે છે કે કદી કદી જમ્યા વિના પણ ત્યાં હાજર રહેવાને ચુકતા નથી. ઉમ્મર લાયક થયેલા એસ્કિમો લોકો માટે રેઇનડીયર જાતના હરણો પાલન કરવાનું કામ શીખવવાની ઓછામાં ઓછી પંદર સ્કુલો છે. સૈબીરીયાથી દશ હજાર રેનડીયર ૨ લાખ ને ૫૦ હજાર ડોલર યાને લગભગ ૭ લાખ ને ૮૦ હજાર રૂપિયા ખરચીને લાવવામાં આવે છે જેવડે એસ્કિમોને હેમને પામવાનું શિક્ષણ આપવામાં આવે છે. પાંચ વરસ તે કામ શીખ્યા પછી તૈયાર થનાર દરેકને સરકાર તરફથી ૫૦ રેનડીયર ધંધો શરૂ કરવા માટે આપવામાં આવે છે. આવી રીતે આખી એસ્કિમો જાતને આ ધંધાની કેળવણી આપવામાં આવે છે. તિમિ જાતની માછલીઓ મેળવવા સારૂ એક જગેથી બીજી જગો એમ એસ્કિમોને રખડવું પડતું તે હવે આ ધંધો મળી જવાથી નહિ પડે અને આ ધંધાથી તેઓ સમૃદ્ધિ શાલી થઇ શકશે.

આ જગોએ એક બીજી જરૂરની વાત રહી જાય છે. આલાસ્કાની શાળાઓ છે તે સિવાય અમેરિકામાં જે બધી પ્રાથમિક શાળાઓ છે હેમાંની ત્રણ ચતુર્થાંશમાં શિક્ષક તરીકે એકલી સ્ત્રીઓ જ કામ કરે છે. બાલ સ્વભાવ કેમ કેળવવો અને વિકસાવવો એનું ખરૂં ભાન સ્ત્રીઓ માતાઓ સિવાય બીજા કોઇને હોઈ શકે નહિ એ સહજ ગમ્ય છે તો કેળવવાનું કામ માથે છે ત્યારે દેશજનો કેવા થાય એ વગર કહ્યે સમજાય તેવું છે, અને તે વીશે અમેરિકા અને જાપાન આપણી આગળ ખડાં છે. પ્રાથમિક શાળાઓ માટે સુશિક્ષિત સન્નારીઓ શિક્ષક તરીકે રાખવાની યોજના પણ ધ્યાનમાં લેવા જેવી છે.

અમેરિકાની શાળાઓ બાળકો તેમજ કન્યાઓ માટે સરખી રીતે ખૂલી છે; અને બધાંને માટે સરખી સગવડ છે. હમણાં ઉંચા ધોરણોમાં વિદ્યાર્થીઓની સંખ્યામાં સેંકડે ૬૦ કન્યાઓ જોવામાં આવે છે.

આ વિષય વધારે જગ્યા ન રોકે માટે અમેરિકાની સાર્વજનિક શાળાઓ સંબંધી કેળવણીની બાબતમાં ઉસ્તાદ ગણાતા જાણીતા ઇંગ્રેજ મી. આલફ્રેડ મોરસીનો અભિપ્રાય ટાંકી અટકીશું. એક વરસ ઉપર જે વારે ત્હેમણે અમેરિકાની કેળવણી પદ્ધતિનો અભ્યાસ પૂરો કર્યો ત્યારે ત્યાંની પદ્ધતિ વિશે એમનો મત શું છે એમ પૂછવામાં આવતાં ત્હેમણે જણાવ્યું હતું કે, " મ્હારો મત એક વાતમાંથી સંપૂર્ણ સમજાશે. મ્હેં મ્હારા બંન્ને પુત્રોને યેલની યુનીવર્સિટીમાં દાખલ કરવા માટે ન્યુ. હેવનની શાળામાં દાખલ કર્યા છે."

---

## આન્દામાન.

હિન્દુસ્તાનની બ્રિટિશ કોર્ટ જેમને શીક્ષા કરી દ્વીપાન્તરવાસનો હુકમ કરે છે અને જે જગાએ તેમને કેદી રૂપે મોકલે છે તે જગાને "કાળા પાણી" કહે છે. તેનું ઇંગ્રેઝી નામ આન્દામાન છે, ફારસી નામ તાપુ અને સંસ્કૃત નામ અન્ધદ્વીપ છે. આખો આન્દામાન ૭ ભાગમાં વહેંચાયલો છે. તેમાં કાલા તાપુ અને નિકોબાર બધા કરતાં વધારે પ્રસિદ્ધ છે, અને તે બન્ને હાલ ઇંગ્રેજ સરકારને તાબે છે.

બ્રહ્મ દેશથી ફક્ત ૮૫ કોસ દક્ષિણે અને બંગ ઉપસાગરના ત્રીજા અંશે આન્દામાન આવેલો છે. કલકત્તાથી ઝડપથી ચાલનારી સ્ટીમરની સહાયથી દસ દિવસમાં કાળા પાણી પહોંચી શકાય છે. ખાસ આન્દામાનની લંબાઈ ૨૫ કોસથી વધારે નથી. આ દ્વીપ જુદી જુદી જાતનાં ઝાડ અને લતાથી પરિપૂર્ણ છે; માછલાં, બકરાં, ઉંદર, નોળ, નાનાં ડુક્કર અને સુવર સિવાય કોઇ પણ જાતનાં પશુ પ્રાણી ત્યાં જોવામાં આવતાં નથી. આન્દામાન દ્વીપમાં અસંખ્ય નારિયેળીનાં ઝાડ છે જે જોનારને વિસ્મય પમાડે છે. જ્યહાં જોઇએ અથવા જે જગાએ જઇએ ત્યાં નારિયેળજ નારિયેળ! પૃથ્વિના કોઇ પણ દેશમાં આટલી બધી નારિયેળીઓ એકઠી જોવામાં આવતી નથી.

આન્દામાનવાસીનો ચહેરો હસવું આવે તેવો છે. જાંબા, નાના

કંદનાં માણસો જગતની કોઈ પણ જગાએ, અથવા કોઇ પણ જાતિમાં હશે કે નહિં તે સંદેહ છે. ફક્ત આકારમાં જ તેઓ નાના નથી પણ બુદ્ધિમાં પણ તેઓ ના'ના છે. શરીરનો રંગ કાળો, ચહેરો વિકાળ અને માથું ઘણું સાધારણ, અને વાળ ઘણા લાંબા હોય છે; વક્ષ સ્થળ વાંકું, શરીરની ચામડી સ્થુલ અને પેટ પણ સ્થુલ અને કાળું હોય છે; સ્ત્રી અને પુરૂષ બધાંય નાગાં ફરે છે; કોઇ કોઇ ઝાડને પાંદડે અથવા ડુક્કરના ચામડાથી શરીરના ગુહ્ય ભાગને ઢાંકે છે, પરંતુ આમ કરનારની સંખ્યા ભાગ્યે જ સોએ એકથી વધારેની હશે. સમુદય જાત ઉલકું અને લજ્જા વિહીન છે. સ્ત્રીઓમાં કોઇ કોઇ લાલ રંગની માટીથી શરીરને રંગે છે, અથવા કોઇ મુવેલા માણસનાં હાડકાંમાં કાણાં પાડી દોરીમાં લટકાવીને ગળામાં અથવા કમરે પહેરે છે. જેઓ લોકાલયથી સ્વતન્ત્ર થઇ ગહન વનમાં અથવા ગિરિ પ્રાન્તરમાં વસે છે તેઓ આથી પણ અસભ્ય, આથી પણ કદર્ય અને આથી પણ બયાનક છે. આ બધા જંગલના અને પહાડના રહેનારા આન્દામાનીઓ મેંદો અથવા ચોખાનો ઉપયોગ કરતા નથી; ફળ, મુળ, માંસ અને મધ ખાઇનેજ જીવે છે. તીર અને ધનુષ્ય તેમનાં મુખ્ય અસ્ત્ર છે, મૃત માણસનાં હાડકાં તેમનો મુખ્ય અલંકાર છે, વાંસના ભારા બાંધવા એ તેમનુ મુખ્ય કામ છે, અને નૌકા ચલાવવી અને માછલાં પકડવાં એ તેમનો સર્વશ્રેષ્ઠ ઉદ્યમ છે. માછલાં પકડવામાં, ડુબકી મારવામાં, તરવામાં, માછલાં પકડવાની જાળ તૈયાર કરવામાં અને તીર ફેંકવામાં તેઓ ઘણાજ હુંશિયાર છે. આશ્ચર્યની વાત છે કે, આન્દામાનીઓ જોવામાં ના'ના છે તો પણ તેમનો એક એક માણસ સાતશેર માંસ અનાયાસે ખાઈ જાય છે! અહિંની સઘળી સ્ત્રીઓ સુર્પણખા જેવી છે!

આન્દામાનીઓનાં ઘર આકારમાં ઘણાં મો'ટાં છે. એક એક ઘરમાં સો સો માણસ રહી શકે છે. તેઓ એક ટોળાબંધ સિવાય એકલા રહેતા નથી; મુએલા પતિના માથાની ખોપરી લઈ તેઓ ઘરેણા તરીકે ગળામાં પહેરે છે. સ્ત્રીઓમાં વખાણવા જેવું એ છે જે તેઓ બધી સતી અને સત્યવાદિની છે. આ અસભ્ય જાતિની સ્ત્રીઓમાં આ'વી અસાધારણ પતિભક્તિ, બ્રહ્મચર્ય, સત્યવાદીત્વ વગેરે જોઈ અનેક સુસભ્ય અને સુશિક્ષિત સમાજ લજ્જા પામશે એમાં આશ્ચર્ય નથી. આન્દામાનીઓ ભૂતના અસ્તિત્વમાં બહુ વિશ્વાસ રાખે છે. આત્મીય અથવા કુટુંબી મરતાં, તેના શબને જમીનમાં દાટવામાં આવે છે અને ત્રણ દિવસ સુધી નિકટનાં સગાં ધોળા રંગના કાદવથી આખું

શરીર રંગે છે. ચોથે દિવસે સ્નાન કર્યા પછી માથાના વાળ મુંડાવે છે. ત્યાર પછી ફરી સ્નાન કરી શુદ્ધ અને "અશૌચાન્ત" થાય છે. વનવાસી આન્દામાન જાતિ પણ મુએલાં મા, બાપ, પતિ, પત્ની વિગેરેને માટે શોક બતાવે છે, શોકની નિશાની રાખે છે, અશૌચના નિયમ પાળે છે અને માથાનો અંબોડો છૂટો રાખે છે.

ઈ. સ. ૧૭૮૯ માં ઇંગ્રેજ સરકારે આન્દામાનદ્વીપમાં સૌથી પહેલીજ વાર કેદી મોકલ્યા; પણ તેમાં કેટલીક જાતની અડચણ નડવાથી કેટલોક વખત ત્યાં કેદી મોકલવાનો રિવાજ બંધ રહ્યો. ઇ. સ. ૧૮૫૮ માં ફરી કેદી મોકલવાનો હુકમ થતાં ઘણા બન્દીને ત્યાં મોકલવામાં આવ્યા. હાલ જે જગાએ કારાગારનો બન્દોબસ્ત છે, તેનું નામ પોર્ટબ્લૅર છે. આજ જગાએ દુર્વૃત્ત અબદુલ્લાને હાથે ભૂતપૂર્વ ગવર્નર જનરલ લૉર્ડ મેયો નિહત થયા હતા. વર્તમાન વર્ષમાં કાળાપાણીના કારાવાસમાં આશરે સત્તર હજાર આઠસો કેદીઓ છે.

બ્રિટિશ કોર્ટમાંથી જેમને છ વરસથી અધિક વખતને માટે કારાવાસની શીક્ષા થાય છે તેઓનેજ ફક્ત આન્દામાન મોકલવામાં આવતા નથી. છ વરસથી વધારે શીક્ષા થયેલાનેજ કાળાપાણી મોકલવા એવી કાંઈ ખાસ રીત નથી, એ તો હાકેમના હુકમ ઉપર આધાર રાખે છે."યાવજ્જીવન કારાવાસ" અથવા "યાવજ્જીવન દ્વીપાન્તર" (Transportation for Life) શબ્દમાં વીસ વરસથી વધારે વખતને માટે કારાવાસ સમજવાનું નથી. વીસ વરસ પુરાં થતાં કેદી સ્વદેશ ફરી શકે છે અથવા કોઇ કોઈ તે જગાએ હંમેશને માટે રહી ધંધો રોજગાર ચલાવે છે. કેદીઓને પહેલાં કેટલા વરસ એક નિયમને તાબે રહેવું પડે છે ને ત્યાર પછી દરેકને સ્વાધિનતા મળે છે. તેમનો શિક્ષાનો વખત પૂરો થતાંજ તેમને સંપૂર્ણ સ્વતંત્રતા મળે છે, ઘણાઓ લગ્ન કરી ત્યાં પુત્રવાળા થઇને રહ્યા છે. ઘણાઓ દુકાનો કહાડી પૈસો પેદા કરે છે. કોઈ ત્યાં ઘર બંધાવી ગૃહસ્થાશ્રમી થાય છે. આ પ્રમાણે ત્યાં અનેક લોકો છે; ધીમે ધીમે આન્દામાન દ્વીપને વસ્તીવાળો બનાવવો એવો સરકારનો ઉદ્દેશ છે.

આન્દામાનની દક્ષિણે નિકોબાર છે, તેની લંબાઈ ૧૬ કોસથી વધારે નથી. નિકોબારીગણ બધા સમુદ્ર કિનારેજ વાસ કરે છે; રહેવાનાં ઘર બધાં

લાકડાનાં અને બારીઓ વિનાનાં છે. રહેનારા બધા કૃષ્ણરંગના અને લાંબા વાળવાળા છે. ખાસ આન્દામાનના લોકો કરતાં તેઓ જરા વધારે સભ્ય અને લજ્જાસીલ છે. ચાંચીયા કામમાં તેઓ ઘણા કુશળ અને હુશિયાર છે. યુરોપિયન વેપારીઓ અને ખલાસીઓ ઘણીવાર તેમનાથી હેરાન થયા છે, લુંટાયા છે અને મરણ પામ્યા છે. બાલિકાઓનો પંદર વર્ષ પહેલાં વિવાહ થતો નથી; આ દેશમાં હજુ પણ સ્વયંવરનો રિવાજ ચાલુ છે; નિકોબારવાસીઓમાં બહુ વિવાહ પ્રથા તદ્દન નિષિદ્ધ છે. આશ્ચર્યની વાત છે કે, નિકોબાર દ્વીપના અધિવાસીઓ હિન્દુઓની માફક મુએલા માણસની શ્રાદ્ધક્રિયા સુદ્ધાં કરે છે; જ્યોતિષમાં વિશ્વાસ રાખે છે; પ્રેત લોકને માને છે; ભૂતના અસ્તિત્વમાં વિશ્વાસ કરે છે અને પરલોક અને આત્માના અમરત્વમાં દૃઢ શ્રદ્ધા રાખે છે. એ દેશમાં માતા મરી જતાં બે મહિના, પિતા મરી જતાં બે મહિના, અને પતિ વા પત્ની મરી જતાં દોઢ મહિનો અશૌચ પળાય છે. એમ જણાય છે કે એક વખતે નિકોબાર દ્વીપ હિન્દુ રાજ્યને તાબે હતો. હજુ પણ ત્યાં ઘણા હિન્દુ રિવાજો જોવામાં આવે છે. અશૌચને વખતે તેઓ તમાકુ, દારૂ અથવા ગળ્યા પદાર્થો વાપરતા નથી. તિથિ વિશેષે તેમના સૈનિકો "ગ્રહ શાન્તિ" નો યજ્ઞ કરે છે. ઈ. સ. ૧૮૬૯ થી નિકોબાર દ્વીપ ઇંગ્રેજને તાબે થયો છે, તે પહેલાં ત્યાંના લોક સ્વાધિન અને સ્વેચ્છાચારી હતા. આન્દામાન અને નિકોબારના ઘણા ભાગમાં પ્રાચિન હિન્દુ મન્દિરના ભગ્નાવશેષ હજી પણ જોવામાં આવે છે.

બકુલ.

---

# વીરાની વીણા.

---

વીરા ! ત્હારી વીણાને છેડય,
    અભિરસ રેડય—તોડી તમ—સેડય;
રચો અજવાળીઆં રે હો !

વીરા ! સાધુ, સન્તોને તેડય,
    ત્હારાં કર્જ ફેડય, હૃદય—ક્ષેત્ર ખેડય;
ઉઘાડી જાળીઆંરે હો !

વીરા ! સાંધી હૃદયના તાર,
    છેદી અન્ધાર, વિષાદ વિદારઃ
ગાવાં શુભ ગીતડાં રે હો !

વીરા ! ગાવા પ્રભોનાં ગાન,
    બની એકતાન—જ્યોતિઃમય સ્થાનઃ
છેદી તમ—બીતડાં રે હો !

વીરા ! વીણા છેડી ગોવિન્દઃ
    ગોપીના ગેન્દ, ગાયોનાં વૃંદઃ
બનાવ્યાં ઘેલડાં રે હો !

વીરા ! ત્હમે સન્તોનાં મન—
    કરી દો ગરમ, બતાવી સદન—
—પ્રભોથી મ્હેલડાંરે હો !

વીરા ! ઉઘડે હૃદયનાં દ્વાર,
    ભક્તિની ધાર—દિવ્ય અમ્બાર;
વીણાથી નીતરે રે હો !

વીરા ! ધોશે હૃદયના મેલ,
    થશે નમેલ—સમારી મ્હેલ—
પ્રભુતાઃ ચીતરે રે હો :

અમૃતલાલ ક. ત્રિવેદી

---

# હાફીઝનો પ્રેમ.

( લલિત લવંગલતા પરિશીલન૦, એ રાહ. )

૧.

મનહર મધુર મૃદુલ સમીરણ, મુજ મન, મોહન, ભાવે;
તુજ મર્મર રવ, મુજ પ્રાણપ્રિયાના ઉચ્છ્વાસો અહિં લાવે; મનહર૦ ૧
સરસ સુવાસ વિલાસિની વ્હાલી-નિશ્વાસો કંઈ સારે,
વિમલ, અનિલ ! પરિમલ વિરલો તે આજ અહિં તું ધારે; મનહર૦ ૨
[illegible] સલુણી રમણી તેણીના સુંદર કેશસુ ભારે,
નવ રમવાને, પવન ! મન માંહિં હાલ તું લેશ જ ધારે; મનહર૦ ૩
લલિત અલકલટ લલના કેરી રુચિર સુરંગી સારી,
નથી તે થકી તો કોઈ જ પણુ ત્હારી, એક એક જ મ્હારી; મનહર૦ ૪

૨.

વસંતતિલકા.

ક્યહાં છે, ગુલાબ ! તુ જ ઉજ્જ્વલ રંગ હેવા
વ્હાલી તણા વદનપેં વિલસે છ જેવા;
આનંદ, દુઃખ વિણુ, પ્રેમ પ્રિયા તણોનો,
સંવિષ્ટ કંટક થકી સહુ પાસ તું તો.
રે, શોભતી વિકસતી કલિકા રહી, હે !
વ્હાલી-કપોલ અતિ સુંદર તું થકી છે;
શો ત્યહાં અલૌકિક ગુલાબી સુરંગ નિત્યે !
ચોરી લિયે ચિતડું, હા ! મુજ તેહ સત્યે.
ત્હારો, અમી ! બહુ જ વર્ણું જણાય ઝાંખો,
કોમે થકી અલસ શી ચલંકત આંખ્યો !
રે માધવી મૃદુલ હાલતી, હું કહું છું,
તે રૂપ છે લલિત તું થકી તો અધિકું.
રે મુગ્ધ આત્મ મુજ ! જો તુજ શક્તિ હોયે,
લેવા પસંદ કરી પૃથ્વી-સુખો બધાયે;
તો જીવનું રસિકોની મૃદુતા જ કાજે,
શું તે થકી અધિક શ્રેષ્ઠ બીજું કંઈ છે ?